# મહાત્મા ગાંધીજીના પત્રો.



બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.

અમદાવાદ.

# મહાત્મા ગાંધીજીના પત્રો.



લેખક:-

મોહનલાલ કરમચંદ ગાંધી,

અમદાવાદ.



સંગ્રહ કરી પ્રસિદ્ધ કર્ત્તા,

સાકરલાલ બુલાખીદાસ બુકસેલર.

રીચીરોડ-અમદાવાદ.



સંવત ૧૯૭૮. સને ૧૯૨૧.

આવૃત્તી. ૧ લી પ્રત ૩૦૦૦.



કીંમત રૂ. ૦-૬-૦

અમદાવાદ–શાહપુર વનમાળી વાંકાની પોળમાં હરીભાઈ
દલપતરામે પોતાના “ ગ્રન્થોદય ” પ્રેસમાં છાપ્યાં.

# પ્રસ્તાવના.



" નવજીવન " માં પ્રકટ થયેલા મહાત્મા ગાંધીજીના " ખુલ્લા પત્રો " પુસ્તક રૂપે ગુજરાતી વાચક વર્ગ સમક્ષ રજુ કરતાં અમને અત્યંત આનંદ થાય છે. દેશ અત્યારે અસહકારની ભારે લડત ચલાવી રહ્યો છે અને પ્રજાની ખરેખરી કસોટી થઈ રહેલી છે, આવા કટોકટીના મામલામાં અહિંસાના નિયમનું યથાર્થ રીતે પાલન થાય અને જનસમૂહ અસહકારનું શુદ્ધ સત્યસ્વરૂપ અને રહસ્ય પૂરેપૂરૂં સમજી લે એ, ખાસ અગત્યનું છે. નિઃશસ્ત્ર અહિંસાત્મક અસહકારની લડત, મહાત્મા ગાંધીજી તરફથી આ જમાનાને મળેલી અત્યુત્તમ બક્ષીસ છે; અને છેલ્લા યુરોપીય મહાન્ ભયંકર યુદ્ધના મુકાબલે તેની કિમ્મત આંકી જાય તેમ નથી. આ પ્રજામતને સરકારે—રાજ્યતંત્રે અવશ્ય માન આપવું જોઇએ. પરંતુ હાલ જ્યાં ત્યાં અંધસત્તાનું, સ્વાર્થનું, પ્રપંચનું અને જડવાદનું પ્રાબલ્ય જામેલું છે; અને તેને તોડવાને, નિર્મૂળ કરવાને, શુદ્ધ પવિત્રભાવથી પ્રેરાયેલું, અહિંસાત્મક અસહકારની લડત જેવું અન્ય કોઇ કિમતી શસ્ત્ર નથી. નિરાધાર અને અન્યાયથી રોળાતી અને કચડાતી પ્રજાને તો એજ અત્યારે મુક્તિનું પરમ સાધન જણાય છે. પંજાબના અને ખિલાફતના અન્યાયો દૂર કરાવવા માટે આ લડત ઉપાડી લેવામાં આવી છે. સ્વમાન ધરાવતી કોઇ પણ પ્રજા આનાથી બીજો માર્ગ લઇ શકે નહિ.

મહાત્મા ગાંધીજી ખરેખર એક અવતારી પુરુષ છે અને અમેરિકન પાદરી રેવ૦ મિ. હોલ્મસના શબ્દોમાં કહીએ તો તે દુનિયાના વર્તમાન મહાન પુરુષ છે. એમની પ્રસાદી રૂપ આ પત્રો, અમને સમ્પૂર્ણ ખાતરી છે કે, પ્રજાને અત્યારે શ્રેયસ્કર ને પ્રિય થઈ પડશે અને અહિંસા ધર્મના પ્રોત્સાહન સાથે સ્વતંત્ર નવજીવનમાં આગળ ઝુકવાનું બળ આપશે.

" ખુલ્લા પત્રો " લખવાની શૈલી ગુજરાતી વર્તમાનપત્રના ઇતિહાસમાં તદન નવીન છે. પરંતુ લોકમત કેળવવા અને જાગૃત કરવા માટે યોજાયેલી તે, સચોટ હોઇ ખરેખર પ્રશંસનીય છે. આશા રાખીશું કે, આપણાં વર્તમાનપત્રોમાં તેને કાયમનું સ્થાન મળશે. પત્રકાર તરીકે મહાત્મા ગાંધીજીની આ સેવા, તેમની બીજી સેવાઓ સાથે પ્રજાએ વિસરવા જેવી નથી, ઇતિશમ્.

તા. ૨૩ મી ડિસેમ્બર. }
૧૯૨૧ }

સંપાદક.

# અનુક્રમણિકા.



# મહાત્મા ગાંધીજીના પત્રો.



(નં. ૧.)

## બ્હેનો પ્રત્યે,

જેમાં હિંદુસ્તાનનો ઉદ્ધાર રહેલો છે અને જેના વિના હિંદુસ્તાનનો ઉદ્ધાર ન થઈ શકે એવી ભારે છતાં સાદી વાત તમારી સાથે મ્હારે કરવી છે. પુરૂષ પોતાના મૂઢપણાથી પોતાની સ્રી પ્રત્યેની ફરજ ભૂલી જાય પણ તેથી સ્રી પણ સ્રી પ્રત્યેની ફરજ ભૂલે ?

દાહોદથી મને કાગળ મળ્યો છે તેમાં જે ખબર છે તે આપણને બધાંને શરમ ઉપજાવનારી છે. તેમાં ખબરપત્રી લખે છે કે, ઢેડાની સ્રીઓ જેને ઘરમાં કંઈ કામ નથી મળતું તેઓ બહાર મજૂરી કરવા જાય છે અને ત્યાં તે સ્રીઓની લાજ લૂંટાય છે. આ વાત આ બ્હેનોના હીન બની ગએલા પુરૂષ સગા જાણે છે છતાં સાંખી રહ્યા છે.

આ કોમને સારૂ મ્હેં ઢેડ શબ્દ વાપર્યો છે પણ તેઓ વણુ-કર છે. કેટલાક વણુકરો કેમ ઢેડ કહેવાય છે એ હું જાણતો નથી. પણ આવો સ્વચ્છ ધંધો હોવા છતાંયે એ લોકો અસ્પર્શ્ય ગણાય છે એ હમેશાં યાદ રાખશું તો કોઇ દહાડો અસ્પર્શ્યતાના દોષમાંથી આપણામાંના કેટલાક મુક્તિ મેળવશું. જેમ સ્ત્રીઓ બીજા ધંધાને અભાવે મજૂરીએ જાય છે તેમજ પુરૂષો પણ કરે છે. તેથી જ્યારે તેઓએ જોયું કે હું તેઓને સૂતર આપવા તૈયાર છું ત્યારે તેઓએ એવી પ્રતિજ્ઞા લીધી કે જો તેઓને રોજનું મણ સૂતર નિયમસર મળી શકે તો તેઓ વણાટ શિવાય બીજો ધંધો નહિજ કરે. મ્હારો ખબરપત્રી મ્હને વધારામાં જણાવે છે કે આ વણુકરોએ ઉપર પ્રમાણે પ્રતિજ્ઞા કરી તેનું મુખ્ય કારણ મેં ઉપર જણાવી એ અનીતિ વિષેનું તેમનું જ્ઞાન હતું. ઉપર પ્રમાણેની અનીતિનો દાખલો એકજ નહિ હોય એમ તો તમે ખચીત માની લેશો. ઉમરેઠમાં હું હતો ત્યારે મને કહેવામાં આવ્યું હતું કે ત્યાંની ઘણી બાઇઓ દાળ વીણીને પોતાની આજીવિકાના સાધનમાં કંઇક ઉમેરો કરે છે. તેઓને વેપારીઓને ત્યાં દાળ લેવા અને દેવા જવું પડે છે ત્યાં અનેક પ્રકારની મશ્કરીઓ, અનેક પ્રકારના અપશબ્દો તેમને સાંખવા પડે છે. આવું હું આખા હિંદુસ્તાનમાં ભમતાં ચાર વર્ષ થયાં અનેક જગ્યાએ સાંભળી રહ્યો છું. મને એમ ભાસે છે કે સો વર્ષ પહેલાં જ્યારે આપણી

માતાઓ કરોડોની સંખ્યામાં સૂતર કાંતતી હતી ત્યારે આવું નહિ થતું હોય. તેથી હું ધનિક અને શિક્ષિત બ્હેનોને વિનંતિ કરવા ઇચ્છું છું કે જો તમે તમારી ગરીબ બ્હેનોના શિયળની રક્ષા કરવા ઈચ્છતાં હો તો હાથેથી સૂતર કંતાવવાની અને હાથેથી કાપડ વણાવવાની પ્રવૃત્તિમાં આગળ પડતો ભાગ લ્યો. આ સ્થળે બીજા ધંધાઓને બદલે આ ધંધો પ્રવર્તાવવાનો કેમ આગ્રહ કરૂં છું તે વિષે બધી દલીલો દેવા ઇચ્છતો નથી. આટલુંજ કહેવું બસ છે કે કાંતવું એ આપણો પુરાતન ખાનદાની ધંધો ગણાયો છે અને તેમાં રાણીઓ સુદ્ધાં જોડાએલી રહેતી. કાંતવાનું કામ શીખવું એ ઘણું સ્હેલું છે. કાંતવાનો સંચો હરકોઇ સામાન્ય શક્તિવાળો સુતાર બનાવી શકે છે. અને તે ઉપર કરોડો બ્હેનો સૂતર કાંતે તોપણ તે હિંદુસ્તાનમાંજ ખપી શકે તેમ છે અને તે લગભગ અનાજના જેવીજ ઉપયોગી વસ્તુ હોઈ ક્ષણિક પ્રવૃત્તિ ન કહેવાય. એમાં બહુ શારીરિક બળની જરૂર નથી; અને તે કાર્ય ગમે ત્યારે પડતું મૂકીને ગમે ત્યારે પાછું શરૂ કરી શકાય છે તેથી એ પુરસદનો ધંધો પણ કહેવાય છે. જો કેટલીક સમજુ બ્હેનો આ પ્રવૃત્તિ ચલાવે તો મેં ઉપર બતાવ્યા છે તેવા અત્યાચારો થતા અટકે, એટલે કે કોઈ બ્હેનને પોતાને અનુકૂળ ધંધાને અભાવે જેમાં પોતાનું શિયળ જરાયે જોખમમાં આવી પડે એવા કામમાં નજ જવું પડે.

વાંચનાર બ્હેન ! તમે ધનાઢયની સ્ત્રી હશો તોપણ તમે તમારી રંક બ્હેનોના શિયળની રક્ષા કરવા બંધાએલી છો. મેં તમારી પાસે એક પોચી રસ્તો મૂકયો છે. તેનો તમે આ અઠવાડીએ વિચાર કરશો એવી ઉમેદ રાખું છું. દરેક બ્હેન કઈ રીતે મદદ કરી શકે છે એ હું આવતે અઠવાડીએ બતાવવાની ઉમેદ રાખું છું.

નવજીવન. તા. ૧૪-૯-૧૯૧૯

(નં. ૨.)

## બ્હેનો પ્રત્યે,

ગયે અઠવાડીએ મેં કેટલાંક દ્દષ્ટાન્તો આપીને બતાવ્યું કે આપણી ગફલતથી કહો, આળસથી કહો કે બેદરકારીથી કહો, પણ ઘણી ગરીબ બ્હેનો સ્વતંત્ર ધંધાને અભાવે અત્યાચારનો ભોગ થઈ પડે છે. અહિંથી હજારો માઇલ દૂર સેંકડો બ્હેનો ફિજીમાં અત્યાચારનો ભોગ થઈ પડે છે તેથી આપણને કમકમાટી ઉપજે છે એ વાસ્તવિક છે. તેને સારૂ આપણે ફિજીની સરકાર ઉપર આક્ષેપો મૂકીએ છીએ અને હિંદ સરકારને આપણે કહીએ છીએ કે તેમણે ફિજીમાં થતાં અત્યાચાર બંધ કરવાને સારૂ ખૂબ પ્રયત્નો કરવા જોઇએ. આ પણ આપણી ફરજ છે. પણ આપણી નજર આગળ ફિજીના કરતાં ઘણીજ વિશેષ સંખ્યામાં આપણી

બ્હેનો પીડાય છે તેનું આપણે શું કરીએ છીએ ? તેને સારૂ ઠરાવો કરીને આપણે સરકાર પાસેથી ન્યાય મેળવવાનો નથી. તેને સારૂ તો આપણે પોતે યથાશક્તિ કાર્ય કરવાનાં છે. તમારે હરેક બ્હેને આ અત્યાચાર કેમ મટે તેને સારૂ ઉપાયો યોજવાના છે. તમને વિચાર કરવામાં, ઉપાયો સૂઝાડવામાં મદદ કરવી એ આ પત્રનો હેતુ છે.

આપણે ગયે અઠવાડીએ જોયું કે ગરીબ બ્હેનોનું અને જો મને ખરૂં પૂછો તો બધી બ્હેનોનું શિયળ જાળવવાનો સારૂ રેંટીઆની વાડ સૌથી સરસમાં સરસ છે. તમે કદાચ કહેશો, ગરીબ બ્હેનોનું તો જાણ્યું પણ બીજીઓને રેંટીઆની સાથે શો સંબંધ છે ? આપણામાં એક ભારે કહેવત છે, ' નવરો બેઠો નખોદ કહાડે, ' હું જાતિ અનુભવથી કહી શકું છું કે આળસ એટલે નવરા બેસવું એ વિષયોને ઘણી સારી પેઠે પોષે છે. પૈસે ટકે સુખી એવી બ્હેનો પોતાનો વખત વાતોના ગપાટા મારવામાં કે એવી બીજી રીતે નકામો ગાળે તેના કરતાં કંઈક ઉપયોગી ધંધામાં ગાળે તો તેમનું મન, હાથ પગ રૂડી રીતે રોકાય અને રેંટીઓ કાંતવાનો ધંધો કરે તો બેવડો ફાયદો થાય. એક બ્હેન થોડાજ દિવસ થયાં વિધવા થઈ છે. તેને રેંટીઆની પ્રવૃત્તિની ખબર પડી. સારા ઘરની એ બાઈ એક વર્ષ સુધી તો બ્હાર ન જ જઇ શકે. તેથી તેણે સૂતર કાંત-

વાનું કાર્ય હાથ કર્યું છે. છ કહાડામાં લગભગ અચ્છેર સૂતર ઝીણું કાંતીને મોકલી આપ્યું. તેની પવિત્ર આશા તો એવી છે કે પોતાના કુટુંબમાં કપડાં માટે પૂરૂં થાય એટલું સુતર ખુણો છોડે તેના પહેલાં સહેજે કાંતી કહાડશે.

પણ હું તો મારા વિષયની બહાર ગયો. ગરીબ બ્હેનો જે પરવશ થઈ પોતાનું શીયળ છોડે છે તેને કેમ મદદ કરાય, એ વિચાર આપણે તો કરવાનો છે. જો તમે તમારો બધો વખત એજ કામમાં ગાળી શકો તો તો તમે ગામડાંઓમાં ભટકો, ત્યાં તમારી ગરીબ બ્હેનો શું કરે છે એ શોધી કહાડો, તેઓને કાંતતાં ન આવડે તો શીખવો, તેઓને રૂની પૂણી પૂરી પાડો અને તેઓની પાસેથી સૂતર મેળવી તેની મજુરી આપો. એ કાર્યને સારૂ હવે તો મુંબાઈની સ્વદેશી સભાઓએ ઠેકઠેકાણે સગવડ કરવાનું માથે લીધું છે, અને થોડી મુદતમાં ઘણે ઠેકાણે સ્થળો મુકરર થશે. અમદાવાદની સભા તરફથી એવું ખાતુ ખોલવામાં આવેલું છે અને ત્યાંથી રૂની પૂણી વગેરેની સગવડ થઇ શકે છે.

હું કબૂલ કરૂં છું કે બધી બ્હેનો પોતાનો બધો વખત નહિ આપી શકે. જેઓ થોડોજ વખત આપી શકે એવી છે, પોતાનું ગામડું કે શહેર ન છોડી શકે એવી સ્થિતિમાં છે, તે બ્હેનો પોતાના લત્તાનીજ કે પોતાના ગામડાનીજ

સંભાળ રાખી શકે છે ? સુજાણ બ્હેનો પોતાનુંજ સંભાળીને સંતોષ ન માને પણ પોતાનામાં જે સ્વારપ હોય તે બીજાને વિષે પણ ઇચ્છે. એટલે તમારી પડોસણની સ્થિતિ તપાસી તેઓના જીવનમાં તમે ભાગ લ્યો અને તમારા લતામાં કાંતવાનું મંડળ કે કાંતવાની 'કલબ' કહાડો, તમારી ઓછા નસીબવાળી બ્હેનને તમે ટેકો કઇ આગળા વધારો.

તમે એટલું પણ ન કરી શકો, બીજી બ્હેનોની ઉપર અસર પાડવાની તમારી શક્તિ તમે ન માનતાં હો અથવા તમને તેટલી ઇચ્છા ન હોય તો તમે પોતે કાંતવાનુ શીખી હમેશાં અમુક મુદત લગી કાંતી, બીજી બ્હેનોને દાખલા બેસાડી શકો છો, અને તમે પોતે મફત સુતર કાંતી એટલે દરજ્જે ગરીબ બ્હેનોને વધારે દ્રવ્ય મળી શકે એવી સ્થિતિ ઉત્પન્ન કરી શકો છો. આવાં કાર્યો કેટલીક બ્હેનોએ શરૂ કરી દીધાં છે એ તો તમે ' નવજીવન ' માં વખતોવખત જોશો. પ્રજાજીવનને પોષનારી, ગરીબોને મદદ કરનારી, હજારો સ્ત્રીઓના શીયળને સાચવનારી, હિંદુસ્તાનને સ્હેલાઈથી આર્થિક સ્વતંત્રતા અપાવનારી આ મહાન્ પ્રવૃત્તિમાં તમે તમારી શક્તિ પ્રમાણે કંઇક પણ ભાગ લ્યો એવી ઉમેદ રાખું છું.

નવજીવન. તા. ૨૧-૯-૧૯૧૯



( નં. ૩. )

# કાઠીયાવાડીઓ પ્રત્યે,

એક કાઠીયાવાડના ગૃહસ્થે મને રૂ. ૨૫ હજારની રકમ આપી છે. તેમનો પ્રથમ ઉદ્દેશ તો એ હતો કે તેનો ઉપયોગ હું એકજ ગામમાં સ્વદેશીનો પ્રચાર કરવામાં કરૂં. આવડી મોટી રકમ તેમાં ન જ ગાળી શકાય એમ મને લાગ્યું, પછી તેમણે તે રજવાડાની રૈયતમાં તેટલા રૂપિયાનો ઉપયોગ કરવાનું સૂચવ્યું. તે બંધનથી પણ હું રૂા. ૨૫૦૦૦ નો સદુપયોગ કરી શકું એમ ન લાગ્યું. તેથી તેમણે આખા કાઠીઆવાડમાં તે રકમ વાપરવાની મને છુટ આપી છે ને મેં તે સ્વીકારી છે.

તો પણ એ ગૃહસ્થની ઉદારતાને શોભા મળે એવો તેમના ધનનો ઉપયોગ કરવામાં હું મુસીબતો જોઇ રહ્યો છું. કાઠીઆવાડની પ્રજા મને પૂરી મદદ ન કરે તો હું એ રકમ સંતોષકારક રીતે ન જ વાપરી શકું.

સ્વદેશીના પ્રચારમાં જ એનો ઉપયોગ થવો જોઇએ.

સ્વદેશીનો જે અર્થ મેં કર્યો છે એ તેમણે સ્વીકાર્યો છે. એટલે કે મુખ્ય ભાગે હાથથી કંતામણ ને વણાટ કરાવી દેશની કાપડ ઉત્પતિમાં વધારો કરવો, ને વાર્ષિક કરોડો રૂપિયાની કાપડ અર્થે થતી નિકાસનો બચાવ કરવો.

હાથકંતામણુ ને હાથવણાટ વધારવું એ કામદારો હોય તો સહેલામાં સહેલું છે.

## રાજાઓની ફરજ.

દેશી રાજ્યોમાં જો ધારે તો આ કાર્ય સહેલાઇથી થઇ શકે છે. તેમને અને તેમના દિવાનોને મારી આ વિનયપૂર્વક સૂચના છે.

૧. તમારા રાજ્યમાં કાઠીયાવાડમાં હાથથી બનેલ કાપડ ઉપર દાણુ હોય તે કહાડી નાંખો.

૨. બહારથી હાથે કંતાએલું કે દેશી મિલોનું સુતર હોય તેની ઉપર દાણુ ન લો.

૩. ખેડુતોને રૂ વેચી નાખવાનું ઉત્તેજન ન આપો, પણ તેનો સંગ્રહ કરવાનું ઉત્તેજન આપો.

૪. રૂનો પાક સુધારો; તે સહેલાઇથી સુધરી શકે તેમ છે.

૫. તમારા જ રાજ્યમાં કંતાએલા સુતરના ત્યાં જ વણાએલા કપડાને ઉત્તેજન આપો. તમે પણ તે જ વાપરો.

૬. દેશી સાળો ને રેંટીઆ બનાવરાવી તમારી પ્રજાને પડતર દામે આપો.

૭. તમારી પ્રાથમિક શાળાઓમાં રેંટીઆ ને સાળો દાખલ કરો ને આ હુન્નરનું શિક્ષણુ ફરજીઆત છોકરા-છોકરીને આપો.

રાજા મહારાજા અને દિવાનો આ કાર્ય ઉંચકી લે તો મજકુર દાન એમનું એમ રાખી શકાય ને મારે દાન કરનારની પાસેથી તેનો બીજો ઉપયોગ કરવાની માગણી કરવી પડે.

પણ બધાં રાજ્યો એકદમ સ્વદેશી ધર્મની મહત્તા સ્વીકારે એવી આશા ન રાખી શકાય.

## પુરૂષોની ફરજ.

એટલે પ્રજામાં તેટલા પૈસાનો ઉપયોગ કદાચ થઈ શકે.

પુરૂષો ધારે તો બહુ કરી શકે. દરેક ગામમાં વણકરોને શોધી લે ને તેમને ઉત્તેજન આપે.

ખેડુતોને રૂનો સંચય કરવાનું સૂચવે.

પોતાના સગાં વર્ગમાં સ્ત્રીઓને કાંતવાનું સૂચવે.

આ કામ કરવામાં

( ૧ ) રેંટીઆની,

( ૨ ) રૂની પૂણીઓની,

( ૩ ) અને પૂણી આપી સુતર લેવાની ને તેના પૈસા ચુકવવાની વ્યવસ્થા કરવાની જરૂર છે.

પછી વણાટકામમાં

( ૧ ) સુતર આપવાની

(૨.) તે પ્રમાણે વજનનું કાપડ લેવાની અને તેના પૈસા ચુકવવાની વ્યવસ્થાની જરૂર છે.

(૩) છેવટે તે કાપડનો પ્રચાર કરવાની એટલે તે વેચવાની દુકાન રાખવાની જરૂર છે.

આટલાં કામ કરવામાં ઉદ્યોગી ને પ્રમાણિક કામ કરનારાઓની જરૂર છે. વગર પૈસે કોઈ કામ ન કરી શકે એટલે જો પ્રમાણિક માણસો મળી આવે તો તેઓને આજીવિકા પૂરતા પૈસા આપવામાં ઉપરના ફાળનો ઉપયોગ થઈ શકે. કાઠીઆવાડનાં સેવક મંડળો આ કાર્યમાં પૂરી સહાય કરી શકે છે. તેને સારૂ એક મોટી કમિટી થોડાં પ્રતિષ્ઠિત પણ કામ કરનારાં પુરૂષસ્ત્રીઓની બને, અને તેને અંગે પેટા કમિટી બને તો કાર્ય તુરત થઈ શકે તેમ છે. જેઓ આ કાર્યમાં પૈસે કે વગર પૈસે ભાગ લેવા ઇચ્છે તેઓ વેળાસર આશ્રમને સીરનામે કાગળ લખશે એવી ઉમેદ છે.

## સ્ત્રીઓની ફરજ.

પણ જ્યાં લગી સ્ત્રીઓ આ કામમાં આગળ પડતો ભાગ નહિ લે ત્યાં સુધી કાર્ય પૂર જોરથી નહિ ચાલી શકે. મુખ્ય ભાગે કાંતનારી તો સ્ત્રીઓજ હોય, તેઓની પાસે પ્રજાનો અખૂટ ખજાનો છે; કેમ કે તેઓની પાસે ઘણો ફાજલ વખત છે. તેનો ઉપયોગ કરી પૈસા પણ લઇ

તેઓ પ્રજાની સેવા કરશે.

કાઠીયાવાડમાં હું જ્યારે જ્યારે જાઉં છું ત્યારે ત્યારે બહુ પ્રેમ અનુભવું છું. આ પ્રેમની નિશાની દાખલ હું સર્વની, નાના મોટા, સંભવિત સામાન્ય રાજા બધાની પાસેથી સ્વદેશી ધર્મનું સહેજે થઈ શકે એવું પાલન લઉં છું.

## એક કરોડની આશા.

એક વર્ષમાં કાઠીયાવાડ પાસેથી હું એક કરોડ રૂપીઆના કાપડની આશા રાખું છું. એટલે કે કાઠીઆવાડની પ્રજામાં એક કરોડ રૂપીઆ દાખલ કરવાનો મારો પ્રયાસ છે. તેમ કરતાં મજકુર રૂા. ૨૫૦૦૦ વાપરવા ઇચ્છું છું. કાઠીયાવાડમાં ચતુર સ્ત્રીઓ ને ચતુર વણકરો છે. પણ તેઓને એકઠા કરનારની, તેઓને કામ કરતા કરવાની જરૂર છે.

કાઠીયાવાડથી સંખ્યાબંધ સ્ત્રીપુરૂષો દરેક મુંબઇ જતી ટ્રેનમાં ગાંડાની માફક પુરાઇ જતાં જોઉં છું ત્યારે હું દુઃખી થાઉં છું. તેઓ કાઠીયાવાડમાં નથી કમાઇ શકતાં તેથી દોડાદોડ કરી મુકે છે. એક વર્ષમાં એક કરોડ રૂપીઆની ઉથલપાથલ કરી શકે એટલાં સ્ત્રીપુરૂષે તો આજીવિકા અર્થે કાઠીયાવાડ છોડવાની જરાયે જરૂર નથી.

હિંદુસ્તાનમાં એવા થોડા પ્રદેશો છે કે જે આજીવિકાના સાધનને અભાવે માણસોએ છોડવા જોઈએ. આપણી રેલવેના ઉતારૂઓની સંખ્યાં દેશની નિશાની નથી એમ હું સારી પેઠે જાણું છું. સ્વદેશીનો ત્યાગ એ આપણી કંગાલ હાલતનું એક સબળ કારણ છે. તેના પુનઃસ્વીકારમાં આપણી આબાદીનાં મૂળ રહેલાં છે.

નવજીવન. તા. ૨૬-૧૦-૧૯૧૯



(નં. ૪.)

# નામદાર વૉઇસરૉયને ખુલ્લો પત્ર,

શ્રીમાન્!

આપના કેટલાક વિશ્વાસને પાત્ર બનેલ વ્યક્તિ તરીકે તેમજ બ્રિટિશ સામ્રાજ્યના એક અનન્ય શુભેચ્છક તરીકે આપની અને આપની મારફત નામદાર શહેનશાહના પ્રધાન મંડળની સમક્ષ ખિલાફતના સવાલની જોડેનો મ્હારો સંબંધ તેમજ તેને વિષે મ્હારી વર્તણુંક બાબત ખુલાસો કરવો એ હું મ્હારો ધર્મ સમજું છું.

લડાઇના છેક આરંભથી જ્યારે લંડનમાં હું ઇન્ડિઅન એમ્બ્યુલન્સ ટુકડી ઉભી કરવામાં ગુંથાયો હતો ત્યારથીજ ખિલાફતના સવાલમાં હું રસ લેતો થયો હતો. અને જ્યારે

તુર્કીએ જર્મનીની બાજૂ લેવાનું નક્કી કર્યું ત્યારે લંડનમાંની ન્હાની સરખી મુસલમાન કોમ કેવી બેચેન થઇ ઉઠી હતી તે મેં જોયું હતું. ૧૯૧૫ ના જાન્યુઆરીમાં હિંદુસ્થાન આવ્યા પછી પણ જે જે મુસલમાનોના પ્રસંગમાં હું આવ્યો તેમને એટલી ચિંતા અને આતુરતાથી ઘેરાએલા મ્હેં જોયા. છૂપી સંધીઓની વાત જ્યારે ફૂટી ત્યારે તેમની એ ચિંતા ઘણીજ વધી. બ્રિટનના ઇરાદાઓ પ્રત્યે તેમને ગેરવિશ્વાસનો પાર રહ્યો નહિં અને તેઓ હતાશ થઇ ગયા. તે વખતે પણ મેં મ્હારા મુસલમાન ભાઇબંધોને નિરાશ ન થવાની અને તેમની બીક તેમજ તેમની ઉમેદોને વ્યવસ્થિત રૂપમાં જાહેર કરવાની સલાહ આપી. અને સૌ કોઈ કબૂલ કરશે કે છેલ્લાં પાંચ વરસ સૂધી સમસ્ત હિંદી મુસલમાનો વખાણવા જોગ સંયમથી વર્ત્યા છે અને તેમના આગેવાનો કોમના તોફાની વર્ગો ઉપર સંપૂર્ણ કાબૂ જાળવી શકયા છે.

સુલેહના કોલકરારથી અને આપ નામદારે એ કરારોના કરેલા બચાવથી હિંદી મુસલમાનોના મનને જે ધક્કો લાગ્યો છે તેમાંથી ટટાર થવું તેમને કઠણ થઈ પડશે. આ કોલકરાર પ્રધાનોનાં વચનોનો ચોખ્ખો ભંગ કરનારા અને મુસલમાન લાગણીને સાફ તરછોડનારા છે. મને લાગે છે કે મ્હારા મુસલમાન દેશબંધુઓની જોડે પૂરેપૂરા ભાઇચારાના નાતાથી રહેવા ઇચ્છનાર હિંદુ તરીકે તેમના સંકટને સમયે જો હું તેમની પડખે ન ઉભો રહું તો મ્હેં હિંદુ-

માતાની કૂખ લજવી કહેવાય. મ્હારી નમ્ર સમજણ મુજબ તેમનો પક્ષ સાચો છે. તેઓ કહે છે કે જો તેમની લાગણીને માન આપવું હોય તો તુર્કીને સજા કરવાની વાત જતી કરવી જોઇએ. મુસલમાન સિપાહો કંઈ પોતાના જ ખલીફાને સજા કરાવવા અગર તેનો મુલક છીનવી લેવડાવવાની ખાતર નથી લડયા. મુસલમાનોનું આ ધોરણ છેલ્લાં પાંચે વરસમાં એક સરખું રહ્યું છે.

જે સામ્રાજ્યને વફાદાર રહેવાને હું બંધાએલો છું તેજ સામ્રાજ્ય પ્રત્યેનો મ્હારો ધર્મ મ્હને અત્યારે મુસલમાન લાગણીને થયેલા નિર્દય આઘાતની સામે થવાની ફરજ પાડે છે. મ્હારા ધારવા પ્રમાણે હિંદુ મુસલમાન બન્નેના અંતરમાંથી બ્રિટિશ ન્યાય અને બ્રિટિશ પ્રતિષ્ઠા પ્રત્યેનો વિશ્વાસ ઉઠી ગયો છે. હંટર કમિટીનો બહુમતિનો રિપોર્ટ, તે ઉપરનો આપ નામદારનો ખરીતો અને મી. મોન્ટેગ્યુએ તેનો આપેલો જવાબ આ બધાએ એ અણવિશ્વાસમાં વધારો માત્ર કર્યો છે.

આવી સ્થિતિ વચ્ચે મ્હારા જેવાને માટે એકજ રસ્તો ખુલ્લો રહે છે. તે એ કે કાંતો નિરાશ થઈને બ્રિટિશ રાજ્યની જોડેનો બધો સંબંધ તોડી નાંખવો અને નહિ તો જો હાલનાં બધાં રાજ્યબંધારણોમાં બ્રિટિશ રાજ્યબંધારણના ચડિઆતાપણા વિષે મ્હને હજુએ શ્રદ્ધા હોય તો એવો કોઈ માર્ગ

ગ્રહણ કરવો કે જેથી થએલા અન્યાયનું પરિમાર્જન થાય અને ઉઠી ગએલો વિશ્વાસ પાછો આવે. બ્રિટિશ રાજ્યબંધારણની ઉત્તમતા વિષેની મ્હારી શ્રદ્ધા હજુએ મ્હેં નથી ગુમાવી. અને જાતે દુઃખ સહન કરવાની પૂરતી શક્તિ પ્રજા બતાવી શકશે તો હજુએ કોઇને કોઇ રીતે પણ ન્યાયનું પલ્લું નીચું નમશે એ આશાને હું ત્યાગી શકતો નથી. અલબત, બ્રિટિશ રાજ્ય બંધારણ વિષેની મ્હારી કલ્પનાજ એવી છે કે માથું ઉંચું રાખનારનેજ એ મદદ કરે છે. નબળાનું એ રક્ષણ કરી શકે છે એમ હું નથી માનતો. માત્ર જોરાવરજ એના આશરા હેઠળ પુલેફાલે છે. દૂબળાં રખડી મરે છે.

આમ બ્રિટિશ રાજ્યબંધારણને વિષે મ્હને શ્રદ્ધા છે એજ કારણથી સુલેહના કોલકરારોમાં બ્રિટિશ પ્રધાનોનાં વચનો અને મુસલમાન લાગણી ધ્યાનમાં લેવાઇને ઘટતા ફેરફાર ન થાય તો મ્હારા મુસલમાન ભાઇઓને આપની સરકાર જોડેને સહકાર બંધ કરવાની અને હિંદુઓને તેમાં ભળવાની મેં સલાહ આપી છે.

જે મહા અન્યાય બ્રિટિશ પ્રધાનોને હાથે મુખ્યત્વે કરીને થયો, અગર જે કરવામાં ઓછામાં ઓછું બ્રિટિશ પ્રધાનો ભાગીદાર બન્યા, તેને વિષે પોતાનો જોરભર્યો નિષેધ દર્શાવવાને ત્રણ માર્ગ મુસલમાનો સન્મુખ ખુલ્લા હતા.

( ૧ ) ખૂનામરકી ચલાવવી.

( ૨ ) આખી કોમે એકીવારે હિજરત અથવા દેશત્યાગ કરવો.

( ૩ ) સરકારની જોડેનો સહકાર બંધ કરી અન્યાયની ભાગીદારીમાંથી નિકળી જવું.

આપની જાણુમાં હશેજ કે એક એવો પણ વખત હતો કે જ્યારે મુસલમાનોમાંનો સૌથી સાહસિકમાં સાહસિક--અવિચારી તો ખરોજ--વર્ગ ખૂનામરકીની તરફેણમાં હતો, તેમ હિજરતની બૂમ પણ હજુ પણ હજુ છેક નથી શમી. હું કહીશ કે અસાધારણ ધીરજપૂર્વક દલીલો કરી કરીને આ ખૂનામરકીની હિમાયત કરનારા વર્ગને તેમના વિચારોથી પાછા વાળ્યાનો હું કબૂલ કરૂં છું કે માત્ર ઉપયોગિતાની દૃષ્ટિએજ હું આમ કરાવી શક્યો છું; નીતિની દૃષ્ટિએ હું તેમની પાસે ખૂનામરકીને અગ્રાહ્ય નથી મનાવી શક્યો,--તેમ કરવાનો મ્હેં પ્રયત્ન પણ નથી કર્યો. પરિણામે હાલ તુરતને માટે ખૂનામરકીના વિચારો છોડી દેવાય છે. હિજરતની હિમાયત પણ તદ્દન ન અટકી હોય તોપણ મોળી તો જરૂર પડી ગઇ છે. હું માનું છું કે જેમાં મ્હોટા પ્રમાણમાં આપભોગની જરૂર પડે છે અને પ્રજા મ્હોટા પ્રમાણમાં અમલમાં મૂકી શકે તો જે વડે કાર્યસિદ્ધિ થવાની પ્રજાને ખાત્રી લાગે એવો કોઇ સ્વાલંબનવાળો કાર્યક્રમ

પ્રજાની સમક્ષ મૂકવામાં ન આવ્યો હોત તો સરકાર તરફનું ચાહે તેટલું દબાણ કે સખ્તાઇ પણ ખૂનામરકીને ફાટી નિકળતાં અટકાવી શકત નહિ. અસહકાર એ એકજ આવો ખાનદાનીભર્યો ને કાયદેસર સ્વાલંબનભર્યો કાર્યક્રમ હતો કારણ જે રાજ્યકર્તા પોતાનો ધર્મ ચૂકી કુરાજ્ય ચલાવે તેને મદદ આપવાની ના પાડવી એ પ્રજાનો સનાતન કાળથી સ્વીકારાએલો હક છે.

આની સાથે સાથે જ હું એ પણ કબૂલ કરી લેવા ઇચ્છું છું કે આજે પ્રજાની મ્હોટી સંખ્યાને હાથે અસહકાર અમલમાં મૂકાય તેમાં ગંભીર જોખમો તો રહેલાં છેજ. પણ આજે આ દેશના મુસલમાનોની સામે જે ગંભીર સવાલ ઉભો થયેલો છે તે બીન જોખમી ઇલાજોથી સુધરી શકે એવી આશા ઓછી છે. આજ થોડું ઘણું એ જોશમાં ખેડવા તૈયાર ન થવું એ ઘણુંજ મ્હોટાં જોખમ નોતરવા જેવું અથવા કદાચ સુલેહશાંતિનો સંપૂર્ણ નાશ માથે ઓઢી લેવા જેવું છે.

પણ આવા અસહકારમાંથી બચવાનો હજુ પણ રસ્તો છે. મુસલમાન ભાઈઓએ તેમની અરજીમાં દક્ષિણ આફ્રિકાના મામલામાં આપની પહેલાંના નામાંકિત વાઇસરોયે કર્યું હતું તેમ આપને પણ આ મામલામાં આગેવાની લેવા વિનંતિ કરેલી છે. પણ તેમ કરી શકવાને જો આપ આપની

જાતને અસમર્થ ગણો અને અમારે અસહકાર કરવોજ પડે તો મ્હને આશા છે કે જેમણે મ્હારી સલાહ સ્વીકારી છે તેઓ તેમજ હું આ મામલામાં પોતાની એક માત્ર ચોખ્ખી ફરજના વિચાર શિવાય બીજા કોઈ પણ જાતના હેતુથી સામેલ થયા નથી એમ માનવાનું શ્રેય આપ અમને આપશો.

નવજીવન. તા. ૨૭-૬-૧૯૨૦



(નં. ૫.)

# હિંદુ પ્રત્યે.

ખિલાફતના મામલામાં હિંદુએ સર્વસ્વનો ભોગ આપવો કે નહિ, એ વિષે હજુ પણ હિંદુના મનમાં ડગ-ડગો રહ્યા કરે છે એમ હું જોઉં છું. મેં તો ઘણાં વર્ષોથી નિશ્ચય કર્યો છે કે હિંદુસ્તાનનું ભલું હિંદુ મુસલમાનની હાર્દિક એકતામાંજ રહેલું છે. તેથીજ સત્યાગ્રહને દહાડે એટલે તા. ૬ ઠ્ઠી એપ્રિલે હિંદુ મુસલમાનની એકતા ઉપર ભાર મૂકવામાં આવ્યો હતો.

ઈંગ્રેજી સલ્તનતની સાથેના સંબંધ કરતાં હિંદુ મુ-સલમાનની એકતાને હું ઘણું વધારે મહત્ત્વ આપું છું. સલ્તનતનો સંબંધ હિંદુસ્તાનની આબાદીને સારૂ અનિવાર્ય

નથી. પણ હિંદુસ્તાનનું શ્રેય હિંદુ મુસલમાનના ઐક્ય વિના અસંભવિત છે. હિંદુસ્તાનના ત્રણ ભાગ ચોથા ભાગની સાથે વેર રાખી કદી સ્વતંત્રતા ન જ ભોગવી શકે. સાત કરોડ મુસલમાનોનું નિકંદન પણ તેટલુંજ અસંભવિત છે.

ઘણા હિંદુ માને છે કે ઇંગ્રેજી રાજ્યથી હિંદુધર્મની તો રક્ષા થાય છે. તેથી ઇંગ્રેજી સલ્તનતથી ગમે તેટલું બીજું નુકસાન થાય છતાં હિંદુ ધર્મની રક્ષા થાય છે એટલો બદલો બસ છે. આના કરતાં હિંદુને લજ્જાસ્પદ બીજો વિચાર મને તો લાગતો નથી. જો તેવીસ કરોડ હિંદુ સાત કરોડ મુસલમાનોની સામે પોતાનો બચાવ કરવા તાકાત ન ધરાવતા હોય તો કાં તો હિંદુ ધર્મજ ખોટો છે અથવા તે ધર્મના માનનારા નામર્દ અને અધર્મી હોવા જોઇએ.

હિંદુ મુસલમાન વચ્ચે કુત્રિમ સુલેહ પોતાની તલવાર વતી ઇંગ્રેજ સરકાર જાળવે તેનાં કરતાં હિંદુ મુસલમાન તલવારથી મુકાબલો કરી હિસાબ ચોખ્ખો કરી લે એ હું વધારે પસંદ કરૂં.

પણ જો આપણે મુસલમાનો સાથે તલવારથી મુકાબલો ન કરવા ઇચ્છતા હોઇયે, જો આપણે તેઓની સાથે સગા ભાઈની માફક રહેવા માગતા હોઇએ, જો આપણે

તેઓનાં દિલ ચોરી લઈને મિત્રભાવે ગાયની, આપણાં મંદિરોની, અને આપણી સ્ત્રીઓની રક્ષા કરવા ઈચ્છીયે તો આજે પ્રાપ્ત થયેલો સુયોગ આપણે વધાવી લેવો જોઇયે. પાછો તેવો યોગ સો વર્ષ લગી નહિં આવે.

મિયાં અને મહાદેવને કદી ન જ બને એવું માનવું અયોગ્ય છે. મુસલમાનના અન્યાયના દાખલા જરૂર તવારીખમાં મળશે. પણ મુસલમાન ધર્મ ખાનદાન ધર્મ છે. મુસલમાનો ખાનદાન છે. તેમનામાં બીજાઓ પ્રત્યે માન દયા નથી એવું હું માનતો નથી. તેમની ઉપર થએલા ઉપકારનો બદલો વાળતાં તેઓને આવડે છે. એટલે હું તો દરેક હિંદુને સલાહ આપું છું કે તેણે મુસલમાન ભાઈઓનો પૂરો વિશ્વાસ કરવો. મનુષ્યમાત્ર સ્વભાવે નિર્મળ હોય છે; મુસલમાનનો સ્વભાવ તે કાયદાના અપવાદરૂપે નથી.

આજ લગી આપણે એકતા મેળવવાના ખાનદાન પ્રયત્ન કર્યા નથી. ખાનદાન પ્રયત્નમાં બદલાની આશા ન હોય. ખાનદાની કંઈ વાણીયાનો હિસાબ નથી. મુસલમાનોની સાથે શરતો કરીને તેમને મદદ આપવી એ ન આપવા બરોબર છે. સાત કરોડનું દિલ શરતોથી ન બદલી શકાય. તેમનો વિશ્વાસ, તેમનું માન તો તેમને અણીને સમયે મદદ કરીનેજ મેળવી શકાય. બદલો કેવળ ઈશ્વર પાસેજ માગવો જોઇએ. મારો હિંદુ ધર્મ મને શીખવે છે

કે મારે સારૂં કરતાં ફળની આશા ન કરવી, પણ સારાનું પરિણામ સારૂં જ હોય એવો વિશ્વાસ રાખવો. એ અનિવાર્ય કાયદો છે એમ સમજી કોઈ દષ્ટાંત તેનાથી વિરૂદ્ધ આપણને મળી આવે તો આપણી ઓછી સમજને લીધે તેનો આપણે ઉકેલ નથી કરી શકતા, એમ માનવું. તે અપવાદરૂપે છે એમ માનવાનું કશું કારણ નથી. ઇશ્વર હમેશાં માણસની ભારે કસોટી કરે છે. જે ખરી ભીડમાં તેને ભૂલતો નથી એટલે સત્યનો વિશ્વાસ કરે છે તેને જ ઈશ્વર સહાય કરે. તેથીજ તે નિર્બળનો બેલી મનાયો છે.

પણ માનો કે હિંદુયે પોતાની ખાનદાની બતાવી છતાં મુસલમાને દગો દીધો તો શું હિંદુ નામર્દ રહેવાના? પોતાના ધર્મનો બચાવ કરવાની તેમની તાકાત નથી? જો હિંદુ પોતાના ધર્મનો બચાવ કરવાની શક્તિ મેળવવા માગતા હોય તો તે શક્તિ પણ તેઓ મુસલમાનોને સહાય આપતાં મેળવી લેશે કેમકે મુસલમાનોને સહાય આપતાં હિંદુએ દઢતા, વીરતા, સત્ય, આત્મભોગ, એકતા, યોજના ઇ૦ મહાગુણોનું સેવન કરવું પડશે.

હિંદુએ પોતાની નબળાઇને લીધે સહાય આપવી એમ મારૂં કહેવું નથી. પણ મુસલમાનો ન્યાયને રસ્તે છે, તેમણે અત્યારે યોજેલાં સાધનો પણ ન્યાયી છે તેથી તેમને મદદ કરવાની તેમની પડોશી તરીકેની ફરજ ઉત્પન્ન

થઇ છે. તે ફરજ તેઓ અદા નહિ કરે તો પોતાની ગુલામી વધારે સજ્જડ કરશે ને મુસલમાનોની મિત્રતા હમેશાંને માટે મેળવવાની તક ગુમાવશે. મદદ કરીને ગુલામી હઠાવશે ને મુસલમાનોને પોતાના કરી લેશે.

આમ વિચારતાં મુસલમાનોને મદદ કરવી એ દરેક હિંદુનો પરમ ધર્મ છે. કેમકે તેમ કરીને તે હિંદુસ્તાનનો ને પોતાના ધર્મનો સહેજે બચાવ કરી લેશે; આવી ફરજ બજાવતાં સાટાનો વિચાર કરાય નહિ, અને ડર પણ રખાય નહિં. આવું શુભ ને મહાન પરિણામ લાવવામાં યજ્ઞ—મંહાયજ્ઞ—હોવો જોઈએ. એ યજ્ઞમાં આપણા ખિતાબો, આપણી વકીલાતો, આપણી દુન્યવી કેળવણી વિ૦ નો હોમ કરવો એ તો અલ્પ બળિદાન સમજું છું. હિંદુ બળીદાન આપો યા ન આપો, દરેક હિંદુએ આ યુદ્ધનું રહસ્ય તો સમજી લેવું જોઇયે.

નવજીવન. તા. ૨૯-૮-૧૯૨૦



(નં. ૬.)

# અલીગઢ કૉલેજના ટ્રસ્ટીઓને—

ગૃહસ્થો !

હિંદમાંની આખી મુસલમાન દુનિયાને લગતા એક ભારેમાં ભારે કટાકટીના વિષય ઉપર ત્હમારો નિર્ણય આપવાને ભેગા થવાની ત્હમે તૈયારીમાં છો. હું સાંભળું છું કે ત્હમારી બેઠક મળે તે વખતને માટે તમે સરકાર અને પોલીસની મદદ માગી રહ્યા છો. આ અફવા જો સાચી હોય તો તેમ કરવામાં ત્હમારે હાથે ભારે ભૂલ થશે એ ખચિત માનજો. ઘર મેળે બેસી પતાવવાની વાતમાં સરકારની ઠખલ અગર પોલીસનું રક્ષણ જોઇએ જ શું કરવા? અલીભાઇઓ કે હું બેમાંથી કોઇયે પશુબળની લડાઇમાં થોડાજ ઉતર્યા છીએ ? અમે જગાવેલી લઢાઇમાં અમારૂં એક પૂરૂં હથીયાર પ્રજામત છે અને એ પ્રજાને જો અમે અમારી બાજૂએ નહિ રાખી શકીએ તો અમારી હાર ચોખ્ખી છે. આપણી વચ્ચેના કજીઆમાં પણ પ્રજામતની પરીક્ષા ત્હમને બહુમતિ મળ્યાથીજ થશે. એટલા માટે આ બાબતની સંપૂર્ણ ચર્ચા કર્યા પછી જો બહુમતિથી ત્હમે એવા નિર્ણય ઉપર આવો કે કૉલેજ અને શાળાના વિદ્યાર્થીઓ, સંસ્થાઓને સરકારથી છૂટી પડાવવા અને સરકારી

ગ્રાંટ છોડી દેવડાવવા વિષયનો પોતાનો આગ્રહ ન મૂકી દે તો વિદ્યાર્થી તરીકે અગર બોર્ડરો તરીકે પણ કૉલેજની સરહદમાં ન રહે તો શાંતિપૂર્વક તેઓ કૉલેજ ખાલી કરશે. તેમ થાય તો બનતા લગી અલીગઢમાંજ નહિતો બીજી કોઇ જગાએ તેમને કેળવણી આપવાનું ચાલૂ રાખવાનું અમે ધાર્યું છે. એમની દુન્યવી કેળવણી જરૂરવગર એક દિવસ પણ ન અટકે એવી અમારી ઇચ્છા છે, પણ એ કેળવણી ઇસ્લામના કાનૂનને અને હિંદની ઇજ્જતને અનુસરીને આપવાની અમારા દિલની ખ્વાહિશ છે. નામાંકિત ઓલેમાઓનો આ બાબતમાં મેં અભિપ્રાય પૂછી જોયો છે અને તેમનો મત એવો છે કે જે સરકારે પવિત્ર ખિલાફતને નાબૂદ કરવા જઝીરત ઉલ–અરબ પરના ઇસ્લામી કબજામાં હસ્તક્ષેપ કરવા સીધી કે આડકતરી રીતે પ્રયત્ન કર્યો છે તે સરકારની મદદ કોઈ પણ ધર્મનિષ્ઠ મુસલમાનથી લઈ શકાય નહિ. હિંદની ઇજ્જતને આ સરકારે કેવી રીતે ઈરાદાપૂર્વક ધૂળમાં રગદોળી છે એથી તો ત્હમે મ્હારા જેટલાજ વાકેફ છો. આ કારણોને લઈને લોકોનો જુસ્સો કાબૂમાં રહી શકે એટલી સાવધાનીપૂર્વક પ્રજા સરકાર જોડેનો બધો મરજીઆત નાતો તોડી રહી છે. આવા સંજોગો વચ્ચે મને લાગે છે કે સરકારી ગ્રાંટને હવે પછી લેવા ઇન્કાર કરી ત્હમારી મહાન સંસ્થાને સરકારથી સ્વતંત્ર બનાવવાનું અને મુસ્લીમ યુનિવર્સિટી માટે મળેલું

ચાર્ટર ( સનદપત્ર ) પાછું આપી દેવું એટલું તો ત્હમારે ઓછામાં ઓછું કરવું જોઇએ. અલીગઢ સંસ્થાના વિદ્યાર્થીઓએ પણ જો ત્હમે ઇસ્લામ અને હિંદની સામું ન જુઓ તો સરકારનું છત્ર કબૂલ રાખનારી તમારી સંસ્થાનો પડછાયો તજવો જોઇએ. આવી સંસ્થા ઇસ્લામ અને હિંદ તરફથી માન પામવાનો પોતાનો બધો હક ગુમાવે છે. આ અલીગઢને ઠેકાણે તેમણે વધુ વિશાળ, વધુ ઉદાત્ત અને વધુ નિર્મળ અલીગઢ—તેના મહાન સંસ્થાપક સર આહમદના સચ્ચા જીગરમાંની આકાંક્ષાઓને પૂરી કરનારૂં અલીગઢ-ઉભું કરવું જોઇએ. મ્હારી તો કલ્પનામાં પણ નથી આવી શકતું કે પ્રાતઃસ્મરણીય મર્હૂમ સર સૈયદ આહમદ પોતાની મહાન સંસ્થાને હાલની સરકારની સત્તા અગર અસર હેઠળ એક ક્ષણવાર પણ રહેવા દેવાનો વિચાર સરખો શી રીતે કરી શકત !

અલીગઢ સંસ્થાને સરકારી કાબૂ અને સરકારી ગ્રાંટમાંથી છૂટી પાડવાના ખ્યાલનો હું ઉત્પાદક હોવાથી મ્હને લાગે છે કે ત્હમારી ચર્ચા વેળાએ જો હું ત્હમારી વચ્ચે હોઉં તો તમને કદાચ મદદરૂપ થઇ પડું. આથી જો મ્હને ત્હમારી સભામાં હાજર રહેવા આજ્ઞા કરશો તો હું આનંદથી મ્હારી સેવા અર્પણ કરવા તૈયાર છું અને ત્યાં ત્હમારા જવાબની રાહ જોઇશ.

પણ ત્હમે મ્હને સભામાં બોલાવજો અગર ન

બોલાવજો પણ આ ચેપખી ધરમતુ વાતની વચ્ચે કૃપા કરીને સરકારને તો નજ નોતરતા.

અને સરકારને પણ તમારી મારફત મ્હને થોડુંક કહી લેવા દ્યો. આજકાલ મ્હારે અને અલીબિરાદરોને વિષેના સરકારના ઇરાદાઓ વિષે અનેક અફવાઓ ઉઠયાં કરે છે. હું ઉમેદ રાખું છું કે આ લડતને શાંતિમાં વધવા દેવાની ખાતર સરકાર અમારી સ્વતંત્રતા પર અંકુશ ન મૂકે. અમે સીધામાં સીધી રીતે અમારી લડત હંકારવા મથી રહ્યા છીએ. અમે સરકારને પ્રજાની ઇચ્છા આગળ નમાવવા અને તેમ કરવા તે તૈયાર ન હોય તો પશુબળનો આશ્રય લઇને નહિ પણ શુદ્ધ પ્રજામતના જોરથી તેને ઉથલાવી પાડવા મથી રહ્યા છીએ. અમે માનીએ છીએ કે સરકારની શેતાનીયતને ઉઘાડી પાડી પ્રજાને કેળવવી અને લોકોની બુદ્ધિ તથા લાગણીઓને જગાવીને પોતાની અંદરના શારીરિક પશુ જુસ્સાને કદિ વશ ન થવા અને મ્હોડાના શબ્દોથી નહિ, પણ પ્રત્યક્ષ અમલ કરીને એટલે કે સરકાર જોડેનો બની શકે તેટલો બધો નાતો તોડી બતાવીને અસહકાર કરવા લોકોને કહેવું એ તદ્દન કાયદેસર, ન્યાયી અને ખાનદાન કામ છે. પણ જો સરકારનો ઈરાદો વિચારસ્વાતંત્ર્ય અને શાંતિભર્યું કાર્ય સુદ્ધાં દાબી દેવાનો હોય તો હું ઉમેદ રાખીશ કે તેઓ અમારી સામે નજરકેદના અગર અમુકજ પ્રાંતમાં રહેવું કે અમુક જગાએ

ન જવું એવા કશા હુકમ ન કાઢતાં અમને સીધા કેદ કરે. કારણ કે અમારે પોતાને હાથે સુદ્ધાં આ ઘડીએ સવિનય ભંગ ન થાય એવી અમારી ખરા અંતઃકરણની ઈચ્છા છે અને છતાં જો અમારી ઉપર અમને છૂટા રહેવા દેવા છતાં અમારી હરવા ફરવાની સ્વતંત્રતા ઉપર અંકુશ મૂકનારો કશો હુકમ બજાવવામાં આવશે તો નિરૂપાયે તેનો સવિનય નિરાદર કરવાની અમારા ઉપર ફરજ આવી પડશે. કારણ જ્યાં સૂધી અમારાં શરીરોની પ્રત્યક્ષ અટકાયત ન કરવામાં આવે ત્યાં સૂધી અમારા કાર્યને માટે જ્યાં જ્યાં જવા આવવાની જરૂર જણાય ત્યાં તે શરીરોનો તેવો ઉપયોગ અમારે કરવોજ રહ્યો.

નવજીવન. તા. ૩૧-૧૦-૧૯૨૦



(નં. ૭.)

## અંગ્રેજ બંધુને પત્ર,

પ્રિય મિત્ર !

હું ઈચ્છું છું કે પ્રત્યેક અંગ્રેજ આ પત્રને જુએ અને એની ઉપર વિચાર કરે.

સૌ પ્હેલાં તો હું ત્હમને મ્હારી ઓળખ કરાવી લઉં. મ્હારા નમ્ર અભિપ્રાય પ્રમાણે મ્હેં બ્રિટિશ સરકાર

જોડે આજ સૂધીમાં જેટલો સહકાર કર્યો છે તેટલો બીજા કોઇ હિંદીએ નહિ કર્યો હોય. બીજા હરકોઈ માણસને બળવો કે બ્હારવટું કરવાનું મન થઇ જાય એવા કઠણ સંજોગો વચ્ચે રહીને મ્હેં ૨૯ વરસ સૂધી ત્હમારા સામ્રાજ્યમાં અખંડ જાહેરસેવા કરી છે; અને એ સેવા ત્હમારા કાયદાઓએ યોજેલી સજાઓની બ્હીકથી અગર બીજા કોઈ પણ સ્વાર્થી હેતુથી કરી નથી એ ખાત્રીથી માનજો. એ સહકાર સ્વતંત્ર, મરજીઆત અને બ્રિટિશ સરકારની એકંદર પ્રવૃત્તિ અંતે હિંદુસ્તાનના લાભમાં છે એ શ્રદ્ધાથી પ્રેરાઇનેજ કરેલો હતો. એજ શ્રદ્ધાથી સામ્રાજ્યની ખાતર ચાર વેળા મ્હેં મ્હારી જાનને જોખમમાં નાંખી: (૧) બોઅર યુદ્ધ વેળાએ; તે વેળા મારા હાથ હેઠળ એક ઍમ્બ્યુલસન (જખમી થએલાઓને મદદ પહોંચાડનારી) ટુકડી હતી જેની સેવા વિષે જનરલ બુલરે પોતાના ખરીતાઓમાં ખાસ ઉલ્લેખ કરેલો; (૨) નાતાલમાં ઉઠેલા ઝૂલૂ બળવાની વેળાએ; તે વખતે પણ મ્હારી પાસે તેવીજ ઍમ્બ્યુલન્સ ટુકડી હતી; (૩) છેલ્લા મહાયુદ્ધની શરૂઆતમાં; તે વખતે પણ મ્હેં એવીજ ટુકડી ઉભી કરેલી જેની અતિપરિશ્રમભરી તાલીમને પરિણામે મ્હને સખત પ્લુરસીનો રોગ થએલો; અને છેલ્લે (૪) દિલ્લીમાં મળેલી યુદ્ધ પરિષદ વખતે મ્હેં લૉર્ડ ચેમ્સફર્ડને લશ્કરભરતીમાં મદદ કરવા વિષે આપેલા વચનનો જીવતોડ અમલ કરીને. આ કામને

સારૂ ખેડા જીલ્લામાં રહીને અને લાંબી મજલો કરીને મ્હેં એટલી મહેનત ઉઠાવેલી કે એમાંથી મ્હને જીવલેણ મરડો લાગૂ પડયો અને હું માંડ માંડ મરતો બચ્યો.

આ બધી સેવાઓ મ્હેં એવીજ શ્રદ્ધાના બળ ઉપર કરેલી કે મ્હારાં એ કામોથી સામ્રાજ્યમાં મ્હારા દેશને સમાન દરજ્જો મળશે. હજુ છેક ગયા ડીસેમ્બર સૂધી સરકાર ઉપર ભરૂંસો રાખી સહકાર કરવા મ્હેં મ્હારા દેશ બંધુઓને વીનવ્યા. મ્હને ત્યાં સૂધીયે આશા હતી કે મિ. લૉઈડ જ્યૉર્જ પોતે મુસલમાનોને આપેલાં વચનોને પાળશે અને પંજાબના અત્યાચારોની અંતે બ્હાર આવેલી હકીકતો ઉપરથી પંજાબીઓ પર ગુજરેલ સિતમની પૂરી ભરપાઇ કરવામાં આવશે. પણ મી. લૉઇડ જ્યૉર્જે કરેલા વિશ્વાસઘાતથી, ત્હમે તેના વર્તનને જે રીતે વખાણ્યું તે ઉપરથી, અને પંજાબના અપરાધોના ત્હમે કરેલા ઢાંક પિછોડા ઉપરથી સરકારના શુભ હેતુઓ ઉપરનો તેમજ જે પ્રજા એવી સરકારને ટેકો આપી રહી છે એ પ્રજા ઉપરનો મ્હારો બધો ઈતબાર ઉઠી ગયો છે.

પણ ત્હમારા શુભ હેતુઓ વિષેનો મ્હારો વિશ્વાસ ઉઠી ગયો હોય તોપણ ત્હમારી બહાદુરીને હું ઓળખું છું અને હું જાણું છું કે ન્યાય અને દલીલને વશ થઈ તમે જે આપવા તૈયાર નહિ થાઓ તે શૂરાતનને નમીને

આપવા રાજી થઇને તૈયાર થશો.

સામ્રાજ્યનો અર્થ હિંદને માટે શું છે તે તો જુઓઃ—

૧. ગ્રેટ બ્રિટનના લાભની ખાતર હિંદનાં દ્રવ્યોનું શોષણ;

૨. રોજ વધતાં જતાં લશ્કરી ખરચ, અને દુનિયાના કોઇપણ દેશના કરતાં વધુ ખરચાળ મુલ્કી અમલદારોનું ખાતું,

૩. હિંદની ગરીબાઇનો છાંટાભાર ખ્યાલ ન કરતાં ઉડાઉપણે ચલાવવામાં આવતાં દરેક સરકારી ખાતાં,

૪. અમારી વચ્ચે વસતા ત્હમારા મૂઠીભર અંગ્રેજોની રખેને જોખમમાં આવે એ બ્હીકે આખી પ્રજાની પાસેથી છીનવી લેવામાં આવેલાં હથિઆર, અને તેને પરિણામે પ્રજામાં આવી ગયેલું નપુંસકત્વ,

૫. આવી અતિ ખરચાળ સરકારને નભાવવા દારૂ, અફીણ અને એવોજ બીજા માદક પદાર્થોનો ચલાવવામાં આવતો વેપાર,

૬. પ્રજાના ઉદ્વેગને જાહેર કરવા દિનપ્રતિદિન વધતી જતી પ્રવૃત્તિને દાબી દેવાની ખાતર નિત્ય નવા ઘડાતા દબાણુ અને સખ્તિના કાનૂનો,

૭. ત્હમારી વસાહતોમાં વસતા હિંદીઓ પ્રત્યે ચલાવવામાં આવતું શરમભર્યું વર્તન; પંજાબના કારોબારને

આપેલું શાબાશીનું પ્રમાણપત્ર અને મુસલમાન લાગણીને તુચ્છકારી કહાડીને તમે અમારી લાગણીઓની કરેલી અવગણના—

હું જાણું છું કે જો અમે લડીને ત્હમારા હાથમાંથી અમારૂં રાજ્ય ખૂંચવી લઇ શકીએ તો તે સામે ત્હમે વાંધો ન ઉઠાવો. તમે જાણો છો કે તેમ કરવાની અમારામાં તાકાત નથી, કારણ કે તમે એવી ખુલ્લી અને ખાનદાનીભરી લડાઈ કરવા જેવી અમારી સ્થિતિ રેહેવા દીધી નથી. આમ લડાઇના મેદાનમાં અમારૂં શૂરાતન સિદ્ધ કરવાનાં બારણાં અમારે માટે બંધ છે. આત્માનું શૂરાતન બતાવવાનો રસ્તો હજુ અમારે માટે ખુલ્લો છે. આ શૂરાતનને પણ તમે નમશો એ હું જાણું છું. એ શૂરાતન મ્હારી પ્રજામાં જગાવવાનું કાર્ય હું અત્યારે કરી રહ્યો છું. અસહકાર એટલે આપભોગની તાલીમ. જ્યારે અમે જોઇ શકયા કે આ દેશના ત્હમારા રાજ્યકારોબાર હેઠળ અમે રોજ વધારેને વધારે ગુલામીમાં ખૂંચતા જઇએ છીએ ત્યારે અમે હવે શા સારૂ ત્હમારી જોડે સહકાર કરીએ ?

મ્હારી સલાહને પ્રજા આજ જે આટલી ઝીલી રહી છે તે મ્હારા નામને લીધે નથી. મ્હારા નામને અગર અલી બિરાદરોના નામને આ બાબતનો વિચાર કરતી વેળાએ ત્હમે બાજૂએ મૂકજો. હું પોતે જો આજે પ્રજાને

મુસલમાનોની સામે થવાની સલાહ આપવાની મૂર્ખાઈ કરૂં, અગર અલી ભાઇઓ તેવી રીતે મુસલમાનોને હિંદુઓ વિરૂદ્ધ ઉશ્કેરવા પોતાનું જાદુઇ બળ વાપરે, તો મને તેમજ તેઓને–બન્નેને–પ્રજા તત્કાળ ફેંકી દે. લોકોનાં ટોળેટોળાં આજે અમારા બોલ સાંભળવા ધસે છે કારણ ત્હમારા જુલમ નીચે કકળતી પ્રજાના અંતરની લાગણીઓ અમે બોલી બતાવીએ છીએ. અલી બિરાદરો પણ કાલ સૂધી ત્હમારા મિત્ર હતા; જેવો હું હતો અને હજી છું. મ્હારો ધર્મ ત્હમારા પ્રત્યે મ્હારા અંતરમાં કોઈપણ પ્રકારની કડવાશ સંઘરવાની મ્હને મનાઈ કરે છે. મ્હારા કાંડામાં જોર હોય તોપણ હું મ્હારો હાથ ત્હમારી સામે ન ઉગામું. મ્હારા દુઃખભોગથીજ ત્હમને જીતવાની હું ઉમેદ ધરાવું છું. અલીભાઈઓ તેમનાથી બને તો તેમના દીનની ખાતર અને દેશની ખાતર અવશ્ય તલવાર ખેંચે; પણ પ્રજાની લાગણીઓ જાહેર કરવાના અને તેમના દુઃખનો ઈલાજ શોધવાના કામમાં એમણે અને મ્હેં પ્રજાની જોડે સહીયારૂં કર્યું છે.

લોકલાગણીનાં આ ચઢતા ઉભરાને દાબી દેવાના ઉપાયની ત્હમે શોધમાં છો. હું ત્હમને સૂચવીશ કે એનો ઉપાય એકજ છે અને તે એજ કે રોગનાં કારણો જ શોધીને દૂર કરવાં. હજી બાજી ત્હમારા હાથમાં છે. હિંદને

કરેલા ઘોર અન્યાયો માટે તમે પ્રાયશ્ચિત્ત કરી શકો છો. મિ. લૉઇડ જ્યૉર્જ પાસે તમે તેમનું વચન પળાવી શકો છો; હું તમને ખાત્રી આપું છું કે એમણે જે કર્યું છે તેમાંથી છટકવાની કેટલીક બારીઓ એમણે જાતેજ રાખેલી છે. ના૦ વાઇસરૉયને પાછા જવાની તમે ફરજ પાડી શકો છો. લાયક માણસને એ જગ્યા આપી શકાય. સર માઈકલ ઓડવાયર તેમજ જનરલ ડાયર વિષેના ત્હમારા વિચારો પણ ત્હમે ફેરવી શકો છો. પ્રજાના જાણીતા, તેમણે ચૂંટી કહાડેલા અને સર્વ મતના આગેવાનોની એક પરિષદ્ બોલાવીને હિંદુસ્તાનની પ્રજાનાં ઈચ્છાઓને અનુસરતું સ્વરાજ્ય બક્ષવાનો રસ્તો કાઢવા ત્હમે સરકારને ફરજ પાડી શકો છો.

પણ પ્રત્યેક હિંદી ખરેખર ત્હમારો બરોબરીયો અને ત્હમારો ભાઇ છે એ ત્હમે ન જુઓ ત્યાં સુધી ત્હમારાથી આ બનવાનું નથી. હું ત્હમારા આશ્રયનો યાચક નથી; હું તો મિત્ર તરીકે એક કઠણ પ્રશ્નનો ખાનદાનીભર્યો ઉકેલ ત્હમને દેખાડી રહ્યો છું એટલુંજ. બીજો રસ્તો દબાણ અને સખ્તીનો—તો ત્હમારી સામે ખુલ્લો છેજ. હું ત્હમને ચેતવું છું કે એ ઈલાજ નિષ્ફળ જશે. એનો આરંભ તો થઈ ચૂક્યો છે. સરકારે પાણી-પતના બે બહાદુર પુરૂષોને સ્વતંત્ર અભિપ્રાયો ધરાવવા અને

તે જાહેર કરવાને સારૂ કેદ કર્યા છે. બીજા પર લાહોરમાં કેસ ચાલી રહ્યો છે. અયોધ્યામાં બીજો એક કેદ થયો છે. ત્રીજાનો ચુકાદો હવે થવાનો છે. ત્હમારી આજુબાજુ શું ચાલી રહ્યું છે તે ત્હમારે જોવું જોઇએ. અમારી પ્રવૃત્તિ તો દબાણ અને સખ્તીની આશા રાખીનેજ શરૂ થઈ છે. હું માનપૂર્વક ત્હમને બેમાંથી સારો રસ્તો લેવા અને જે હિંદુસ્તાનનું લૂણ ત્હમે ખાઓ છો તેની પ્રજાનો પક્ષ લેવા વિનવું છું. એની આકાંક્ષાઓને રોકવા પ્રયત્ન કરવો એ આ દેશની બેવફાઈ કરવા બરોબર છે.

નવજીવન. તા. ૩૧-૧૦-૧૯૨૦

(નં. ૮.)

# અલીગઢ કૉલેજના વિદ્યાર્થીઓનાં માબાપો પ્રત્યે—

હું અત્યારે જે કરી રહ્યો છું અને તેમાંયે ખાસ કરીને દેશના યુવકવર્ગને જે સલાહ આપી રહ્યો છું તેથી ઘણા ગભરાઇ ગયા છે તે હું જાણું છું. તેમના ગભરાટની મને નવાઇ નથી લાગતી. જે રાજ્યસત્તા નીચે આપણે કચરાઈ રહ્યા છીએ તેના પ્રત્યે મારૂં વલણ તદ્દન બદલાઇ

ગયું છે. આપણા ધર્મમાં શયતાનરાજ્ય વિષે કહેલું છે તેના જેવુંજ આ રાજ્ય શયતાનીયતથી ભરેલું છે. આ રાજ્ય-પદ્ધતિમાં છેક નવેસરથી માંડીને ફેરફાર ન થાય અને આપણા રાજ્યકર્તાઓએ જે દુષ્કૃત્યો કર્યાં છે તેને મા[ટે] તેમને ખરી દિલગીરી ન થાય તો આ રાજ્યની જડ ઉખડી જવી જોઈએ. તે બાબત મને જેવી ખાતરી થઈ છે તેવી મારા મિત્રોને નથી થઇ લાગતી.

તમારા દીકરાઓ અલીગઢમાં ભણે છે તેમના ભવિષ્યની ચિંતા તમને થાય તેવી મને પણ થાય છે. હું તમને ખાતરી આપું છું કે હું તમારી લાગણી દુખાવવા નથી ઇચ્છતો. હું પોતે ચાર દીકરાનો બાપ છું અને મારી બુદ્ધિશક્તિ પ્રમાણે મેં તેમને સારી રીતે કેળવ્યા છે. મારા માતા પિતાનો હું બહુ આજ્ઞાંકિત પુત્ર હતો અને મારા અધ્યાપકોનો આજ્ઞાંકિત શિષ્ય હતો. પિતા પ્રત્યેના ધર્મની કિંમત હું સમજું છું; પરંતુ પ્રભુ પ્રત્યેના ધર્મને હું સર્વ ધર્મ કરતાં શ્રેષ્ઠ ગણું છું. મને લાગે છે કે દેશમાં અત્યારે એવો સમય વર્તી રહ્યો છે કે જે વખતે દરેક યુવાન સ્ત્રી પુરૂષે પ્રભુ પ્રત્યેના ધર્મ અને બીજા તમામ પ્રત્યેના ધર્મ, એ બે વચ્ચે પસંદગી કરવાની છે. દેશના યુવાનોને ઠીક, સારી રીતે ઓળખવાનો હું દાવો કરૂં છું. હું જાણું છું કે મ્હોટે ભાગે તો આપણા યુવાનોને પોતાના

ઉચ્ચ શિક્ષણની બાબતમાં પોતેજ નક્કી કરી લેવાનું હોય છે. મેં એવા દાખલા પણ જોયા છે કે માબાપોને એમ લાગે કે છોકરાને ઉચ્ચ શિક્ષણનું ઘેલું લાગ્યું છે, છતાં તે લેતાં તેને તેઓ અટકાવી શકયાં નથી. મારી પાકી ખાતરી છે કે આપણા યુવાનોને માબાપની ઈચ્છા ઉપરાંત શાળા અથવા મહાવિદ્યાલય છોડી દેવાનું સમજાવવામાં માબાપોની લાગણી ઉપર હું જરા પણ બળાત્કાર કરતો નથી. સેંકડો વિદ્યાર્થીઓએ શાળાઓ અને મહાવિદ્યાલયોનો ત્યાગ કર્યો છે, પરંતુ માત્ર એકજ પિતા, જે સરકારી નોકર છે, તેના તરફથી પોતાના છોકરાઓએ મહાવિદ્યાલયનો ત્યાગ કર્યો તે બાબત વાંધો દર્શાવનારો કાગળ મને મળ્યો છે. વાંધામાં કારણ એ જણાવવામાં આવ્યું છે કે છોકરાઓએ મહાવિદ્યાલયનો ત્યાગ કર્યા પહેલાં તેમને પૂછયું પણ નહિ. જો કે મેં તો વિદ્યાર્થીઓને હમેશાં સલાહ આપી છે કે કોઈ પણ જાતનો નિશ્ચય કર્યા પહેલાં માબાપો સાથે મસલત કરી લેવી જોઇએ.

મેં કુટીબંધ જાહેર સભાઓમાં હજારો માબાપોને પણ છોકરાંઓને સરકારી નિશાળોમાંથી ઉઠાડી લેવાનું કહ્યું છે, તેમાંથી ભાગ્યેજ કોઇ માબાપે વાંધો ઉઠાવ્યો છે. આપણને આશ્ચર્ય લાગે તેવી રીતે સર્વાનુમતે નિશાળોનો ત્યાગ સાથેનો અસહકારનો ઠરાવ તેમણે પસાર કર્યો છે. તેથી

હું માની લઉં છું કે જે સરકારે હિંદુસ્તાનના મુસલમાનોને દગો દેવામાં ભાગ લીધો છે અને જે સરકારે પંજાબ ઉપર જંગલી અત્યાચારો કરી પોતાની ઉદ્ધતાઈથી પ્રજાને કલંક લગાડયું છે તે સરકારની મદદથી નભતી અથવા તે સરકારના અંકુશ નીચે ચાલતી શાળાઓ અથવા મહાવિદ્યાલયોમાંથી પોતાના છોકરાને ઉઠાડી લેવા જોઇએ એવી પ્રતીતિ અલીગઢ કૉલેજના વિદ્યાર્થીઓના માબાપોને પણ થઇ હોવી જોઇએ.

એટલું તો તમે માનશો કે આપણાં છોકરાંઓની કેળવણીમાં જરા પણ અટકાયત ન થાય તે માટે હું બીજા કોઈ કરતાં ઓછો આતુર નથી પરંતુ તેના કરતાંયે મને વિશેષ ચિંતા તો એ છે કે તેમને પાક હાથે કેળવણી મળે. આપણે જે સરકારને જીગરથી નાપસંદ કરીએ તે સરકાર પાસેથી આપણી કેળવણી માટે મદદ લેવી એને હું કાયરતા ગણું છું. મારો નમ્ર મત તો એવો છે કે એમ કરવામાં બેઆબરૂ અને બેવફાઇ રહેલાં છે.

આપણાં બાળકો સ્વતંત્ર વાતાવરણમાં કેળવાય એ શું વધારે સારૂં નથી? ભલેને તેમને ન્હાની ઝુંપડીમાં બેસવાનું હોય કે ઝાડ નીચે બેસવાનું હોય; પણ ત્યાં અધ્યાપકો એવા હશે કે જે પોતે સ્વતંત્ર હોઈ, વિદ્યાર્થીઓમાં સ્વાતંત્ર્યનો પ્રાણ પૂરશે. આપણા વહાલા દેશનું

ભવિષ્ય માબાપોના હાથમાં નથી પણ આપણાં સંતાનોના હાથમાં છે એ તમે સમજી જાઓ એમ હું ઇચ્છું છું. જે ગુલામીવૃત્તિએ આપણને પેટે ચલાવ્યા તે ગુલામીવૃત્તિના સંકટમાંથી આપણે તેમને છોડાવીશું નહિ ? આપણે પોતે નિર્બળ હોઇ આપણામાં એ ધુંસરી ફેંકી દેવાનું બળ ન હોય પરંતુ આપણામાં એટલું ડહાપણ પણ નહિ હોય કે આપણાં સંતાનોને આપણાં આ કલંકના વારસ ન બનાવીએ ?

આપણા વિદ્યાર્થીઓ સ્વતંત્ર બનીને ભણશે તેમાં કશું ગુમાવવાના નથી. તેમને સરકારી વિદ્યાપીઠોની પદવીઓની કાંઇ જરૂર નથી. અને સરકારી પદવી ( ડીગ્રી ) ઓનો મોહ છોડી દઇએ તો આપણાં બાળકોની કેળવણી માટે પૈસા મેળવવાનું તો સાવ સ્હેલું છે. એક સપ્તાહ આપણી પ્રજા આત્મસંયમ પાળશે તો તેમાંથી આપણાં બાળકોની એક વર્ષની કેળવણીના પૈસા આપણને મળી રહેશે. અત્યારે ચાલતી હિંદુ અને મુસ્લીમ ધાર્મિક સંસ્થાઓના નાણામાંથી એક સપ્તાહના આત્મસંયમ વિના પણ કેળવણી માટે નાણાં તો મળી શકે. આપણું રાજ્ય ચલાવવાની તથા આપણો ધર્મ અને આપણી આબરૂ સાચવવાની આપણામાં કેટલી શક્તિ છે તેનું માપ કહાડવાનો આ પ્રસંગ છે.

**નવજીવન.** તા. ૨૧-૧૧-૧૯૨૦

(નં. ૯.)

# હિંદુમુસલમાનોને,

મારા મહેમદાવાદના ભાષણથી કંઈ ચર્ચા ઉત્પન્ન થએલી મેં સાંભળી છે. તે ભાષણનો જોઇતો ભાગ મેં તો આ લખતી વેળાજ વાંચ્યો, તેમાં એકજ અગત્યની ભૂલ જોઉં છું. 'સાધુ મને મળ્યા' એમ મારા ભાષણના રિપોર્ટમાં જણાવ્યું છે. એ પ્રમાણે બોલ્યાની મને ફામ નથી. પણ બોલવામાં જીભની ભૂલ થઇ ગઈ હોય. મને સાધુ મળ્યા જ નથી. એટલા દોષને સારૂ હું ક્ષમા માગું છું. હકીકત આ છે; મારી પાસે તેમના બે માણસો આવ્યા ને તેમણે મને સાધુનો સંદેશો આપ્યો કે મને તેઓ બોલાવે છે. મેં આ વેળા બનેલી હકીકત સાંભળી લીધી હતી. મેં કહ્યું કે મને તો જવાનો વખતજ નથી, પણ જો સાધુ પધારશે તો મળીશ. મેં તેમને વધારામાં એમ કહેવડાવ્યું કે 'તમે સાધુવેશમાં સાધુને ન શોભે એવું કાર્ય કર્યું છે એવો મને ભય છે. સાધુવેશ છોડીને જ આવશો તો સારૂં છે. સાધુઓની પાસે હું નિર્ભયતા અને દયાના પાલનની આશા રાખું છું. સાધુઓની પાસેથી હું એવી આશા નથી રાખતો કે તેઓ હિંદુધર્મના પોતપોતામાંહેના ઝઘડામાં મુસલમાનોને વચમાં નાંખે, કે જેમ સા-

ધુએ આ મોલવીને નાંખ્યા જણાય છે.' આ સંદેશાથી પણ ખળભળાટ થએલો જોઉં છું. છતાં આ સંદેશાને અને મારા ભાષણને હું વળગી રહું છું. બકરાને વિષે બનેલો બનાવ હું ગંભીર માનું છું. તેનું પરિણામ ગંભીર નથી આવ્યું એ આપણું સદ્ભાગ્ય સૂચવે છે. અનેક નિર્દોષ જીવોને બચાવવાની સાધુની જરૂર ફરજ છે. પણ સાધુઓથી પોતાની સાધુતાથી-તપશ્ચર્યાથી-જ તેમ થઇ શકે. સાધુ શરીરબળથી કે તેવા બળના દેખાવથી જીવોને ન બચાવી શકે. વળી તેઓ ધાર્મિક ઝઘડામાં મુસલમાનોના બળનો ઉપયોગ ન કરી શકે. મુસલમાનો એક બીજાની સાથે લડતા હોય તેમાં હિંદુ કોઇનો પક્ષ લઇને બીજાને કેમ દબાવે? જો દબાવે તો હિંદુને નામોશી છે, ને મુસલમાનોને તો મરવા જેવું થાય. જેમ આપણે આપણી વચ્ચેના દુનિયાદારી ઝઘડાઓમાં ઇંગ્રેજોને વચ્ચે નાંખીને રાજ્ય ગુમાવ્યું તેમ આપણે જો ધર્મના અંદરઅંદરના ઝગડામાં મુસલમાનને નાંખીએ કે મુસલમાન હિંદુને નાંખે તો બન્ને પોતાનો ધર્મ ગુમાવે. બકરાનો હોમ કરનાર હિંદુ, મુસલમાનની મદદ માગી પોતે બીજા હિંદુઓની સામે થઇને બકરો મારે તો બીજા હિંદુની શી વલે થાય?

આપણે હિંદુમુસલમાન વચ્ચે ખરા દિલનો ભાઈચારો દાખલ કરવા માગીયે છીયે; તેમાં અમદાવાદના

લેણું હોય તો તેનું તેને ભાન પણ નથી હોતું, હોવું ન જોઇયે. જે વેપારી પોતાનું ઉધાર ખાતું તપાસી લે છે તેને જમે પાસાની ફિકરજ નથી કરવી પડતી. જે પોતાની ફરજ શીખે છે તેને તેના હક પોતાની મેળેજ મળી રહે છે.

મારૂં સ્વદેશાભિમાન મારા દેશની ફરજ શી છે તે તરફ જ મારૂં ધ્યાન ખેંચે છે. મારૂં ગુજરાતી તરીકેનું અભિમાન ગુજરાતીની હિંદુસ્તાન પ્રત્યે શી ફરજ છે તેજ સૂચવે છે. જો આ વિચાર ખરો હોય, જો ગુજરાતી ભાઇ-બહેનો તે કબૂલ રાખતાં હોય, તો ગુજરાતીઓને પોતાની ફરજ તો જાણુમાંજ છે.

ગુજરાત એકલું આજ વર્ષમાં સ્વરાજ્ય મેળવી શકે છે. દરેક માણસ પોતપોતાનું સ્વરાજ્ય મેળવી શકે છે. ગુજરાતનું દરેક ગામ પોતાનું સ્વરાજ્ય મેળવી શકે છે ને સહુ પોતપોતાનું મેળવતાં હિંદ સ્વરાજ્ય મેળવવામાં પોતાનો પૂરો ફાળો ભરી દે છે.

જેઓ પોતાને ભાગે આવતુંજ આપીને બેસશે તે કંજૂસ ગણાશે. સ્વરાજ્યની શરત એ છે કે સહુ પોતાને ભાગે પડતું આપે એ બસ નથી, પણ સહુ પોતાનાથી બનતું આપે એ બસ છે. જ્યારે સહુ સર્વનો બોજા ઉપાડવા તૈયાર થાય ત્યારેજ બધાનો બોજો ફાળે પડતો વહેં-

થાઈ જાય. કેમકે સહુની શક્તિ સરખી નથી હોતી. અને આવી સ્થિતિમાં સહુ હિસાબે આવતુંજ કરીને બેસી રહે તો ગરીબ કચરાઈ જાય ને શાહુકાર કચરી નાંખે.

હિંદુસ્તાનની વસ્તી બત્રીશ કરોડની છે. એક કરોડ રૂપીઆ આપવા—એકઠા કરવા—એટલે જણ દીઠ બે પૈસા આપવા. જો કરોડપતિ બેજ પૈસા આપીને બેસી રહે તો કંગાળની વતી, બાળકોની વતી, લૂલાંપાંગળાંની વતી, કોણ આપે ? સીધો હિસાબ જ એ છે કે કરોડપતિયે બધો બોજો ઉપાડવાની વૃત્તિ રાખવી. જેને ઘણું મળ્યું છે તે ઘણું આપે.

હિસાબ ગણવાની આ રીત પ્રમાણે ગુજરાતે પોતાનો હિસાબ કરવો જોઇયે, ગુજરાત દસ લાખ રૂપીઆ ગુજરાતમાંજ એકઠા કરે તો તે વધારે પડતું નથીજ. આ ગણત્રીમાંથી હું બહાર વસતા ગુજરાતીઓને અલગ રાખું છું. બંગાળમાં વસતા ગુજરાતીઓ ભલે ગુજરાતને ધન મોકલે. પણ તેમણે બંગાળને પોતાનો ફાળો આપવોજ જોઈયે. મદ્રાસમાં વસતા ગુજરાતીઓએ મદ્રાસની સેવા કરવી જ જોઇએ. જ્યાંથી ગુજરાતીઓ ધન મેળવે ત્યાં તેમણે પોતાની કમાણીનો સારો ભાગ ખરચવો એ તેમની ને હિંદુસ્તાનની સભ્યતાને શોભા છે. આ પ્રમાણે વિચાર કરીનેજ હું ગુજરાતને સારૂ દસ લાખ રૂપીયા ગણું છું.

આ ગણત્રીમાં મેં મુંબઈને પણ અલગ ગણ્યું છે. મુંબઈમાં વસનારા ગુજરાતીઓએ મુંબઈમાં ભારે ફાળો આપવોજ રહ્યો છે. મુંબઈ માટેની મારી આશાને વિષે હું હવે પછી લખવા ધારૂં છું. અત્યારે તો ગુજરાતમાં વસતા ગુજરાતીઓમાંથી દસ લાખની ગણત્રી કરી રહ્યો છું.

આટલી રકમ કે એથી વધારે કે ઓછી એકઠી કરવાનું વહેવારૂ પગલું એ છે કે દરેક જીલ્લાના, દરેક દેશી રાજ્યના કામદારોએ યથાશક્તિ ફાળાનો બોજો માથે ઉપાડી લેવો.

એજ પ્રમાણે મહાસભાના સભાસદોનું છે. જ્યાં વધારે જાગૃતિ ત્યાં વધારે સભાસદોની આશા હોવી જોઇયે. સુરત નડિયાદ જેવાં ભારે જાગૃત શહેર પોતાનો માત્ર હિસાબે આવતો ફાળો જ ભરીને સંતુષ્ટ રહે તો હાથ આવેલી બાજી ખોઈ બેસીયે. જે ગામોમાં ભારે જાગૃતિ થએલી છે ત્યાંને સારૂ તો હું જરૂર એવી આશા રાખું કે ત્યાંનાં દરેક ૨૧ વર્ષની ઉપરનાં સ્ત્રી, પુરૂષ, ઢેડ, ભંગી, હિંદુમુસલમાન મહાસભાને ચોપડે ચડે. જો કોઈ ગરીબ માણસ પાસે ચાર આના ન હોય તો તેનો પડોશી તેને તેટલા પૈસા આપે ને નામ નોંધાવે.

જે હિસાબ નામનો ને દામનો છે તેજ રેંટીયાનો છે. જ્યાં વધારે કાર્યદક્ષતા, વધારે સમજ, ત્યાં વધારે રેંટીયા દાખલ થવાજ જોઇએ. એમ એકબીજાને પૂરી સહાય કરવાથી

જ આપણે જૂન માસ સૂધીમાં આપણી નાનકડી, સરળ ને બધાને સમજી શકાય એવી યોજના અમલમાં મૂકી શકશું.

જો કે યોજના સહેલી છે છતાં આપણે આળસમાં રહીયે તો જરાએ પાર પડે તેવી નથી. બધા કાર્ય કરનારા પ્રમાણિકપણે હમેશાં યથાશક્તિ કામ કરે તોજ યોજના પાર પડે. આ યોજના આપણી પરીક્ષા છે, કસોટી છે, સ્વરાજ્યની લાયકાત મેળવવાની પ્રાથમિક કેળવણી છે. પણ તે કેળવણી આપણને એટલે લગી પહોંચાડે છે કે જો આપણે આ પરીક્ષામાં પસાર થઇયે તો બાકીની કેળવણીને સારૂ ભાગ્યેજ ત્રણ માસ જોઇયે. કેમકે આ પરીક્ષા આપણને આત્મવિશ્વાસ, હિમ્મત ને બળ આપનારી છે.

ગુજરાત પોતાનો ધર્મ પૂરેપૂરો બજાવે એવી મારી ઉમેદ છે.

ગુજરાતની બહેનોમાં આવેલી જાગૃતિથી હું ચકિત થયો છુ. તેઓના હાથમાં બહુ સત્તા છે. સ્વરાજ્ય મેળવવાની યોજનામાં બહેનોનો ભાગ મરદોના જેટલોજ, બલ્કે તેથી વધારે છે. બહેનો પોતાનો ભાગ પૂરો ભજવીને પોતાનાં, ગુજરાતનાં ને હિંદનાં કીર્તિ ને ધર્મ ઉજ્વળ કરો એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

નવજીવન તા. ૧-૫-૧૯૨૧.



( નં. ૧૯. )

# ગુજરાતમાં વસતા ધનિકવર્ગને—

જૂનની ત્રીશમી તારીખ નજીક આવતી જાય છે. ગુજરાતમાં હજુ આપણે તિલક સ્વરાજ્ય ફાળામાં બે લાખને પણ નથી પહોંચ્યા. તેમાંયે ખરેખરા ધનિકવર્ગનો ફાળો ઓછોજ છે.

શું ધનિકવર્ગને સ્વધર્મ વ્હાલો નથી ? શું તેઓ હિંદુસ્તાનને જગતની સામે ઉભી શકે એવું જોવા ઈચ્છતા નથી ? શું તેઓ હિંદુસ્તાનમાં ત્રણ કરોડ કરતાં વધારે માણસો ભૂખે મરે છે તેઓનું પેટ ભરવામાં પોતાનો ફાળો આપવા ઈચ્છતા નથી ? શું તેઓને હિંદુસ્તાનની કીર્તિ વ્હાલી નથી ? ને શું હિંદુસ્તાન ગુલામીમાંથી છુટે એ તેમને પસંદ નથી ? શું તેઓ ધારે તો ગુજરાતનો બોજો એક દહાડામાં ઉઠાવી શકે તેમ નથી ? શું કેવળ અમદાવાદના જ મીલમાલેકો ધારે તો દસ લાખ રૂપિયા એક દિવસમાં આપી શકે તેમ નથી ?

તેઓ ધારે તો ઘણું કરી શકે તેમ છે. હું આશા રાખું છું કે દેશમાં અત્યારે તીવ્ર વેગથી ચાલી રહેલી ચળવળમાં તેઓ પોતાનો પૂરો હિસ્સો આપ્યા વિના નહિજ રહે.

'જો આપણે મદદ દઇયે તો સરકાર હરકત લાવશે' એવી દહેશત ધનિકવર્ગ મનમાંથી કહાડી નાંખે એમ હું માગું છું. એવી દહેશત રાખવાના દિવસ ગયા. વળી જો એકજ પૈસાદારને આપવાનું હોય તો તેને ડર બતાવી શકાય; પણ જ્યાં બધાય આપવા બેસે ત્યાં ડર કેમ બતાવાય ?

છતાં ડર એક એવી ચીજ છે કે આપવાની મરજી હોય છતાં પહેલ કરવાની હિમ્મત કોઇને આવતીજ નથી. આવી જાતના ભયોને છોડવા એ પણ આ જંગી લડતનું એક મહાન પરિણામ હોવું જોઇએ. મારી ઉમેદ છે કે ધનિક-વર્ગ હિમ્મત રાખી રાષ્ટ્રીય ઉન્નતિમાં પૂરો ભાગ લેશે.

પણ કદાચ નિર્ભયતાનો ધર્મ પાળવો ધનિકવર્ગમાંના કોઇને કઠિન માલમ પડે તોયે દયાધર્મને તેઓ નહિ છોડે એવી હું આશા રાખીશ. દુષ્કાળિયાંઓને સારૂ જે મદદ થઈ શકે તે તો તેઓ આપેજ. ઝેરી મરકી જ્યારે ફેલાઇ હતી ત્યારે, આગળ દુષ્કાળ હતો ત્યારે, ધનિક વર્ગે દ્રવ્ય આપવામાં પાછી પાની નહોતી કરી. છેવટે, બીજું કંઇ તેઓ ન કરે કે કરી શકે તોયે દુષ્કાળ–નિવારણનો બોજો તો તેઓ ઉચકી લેશે જ એવી હું પ્રાર્થના કરૂં છું.

**નવજીવન.** તા. ૨૯–૫–૧૯૨૧.



( નં. ૨૦. )

## બહેનો પ્રત્યે—

આ મારી છેલ્લી પત્રિકા છે. પત્રિકાઓનું આજ લગીનુ પરિણામ હું જાણુતો નથી. જે જે વર્ગને સારૂ પત્રિકા લખી છે તે વર્ગમાંનો એક પણ પૂરો જવાબ આપે તો દસ લાખ રૂપીયા જૂન માસના અંત સૂધીમાં થાય જ.

બહેનોયે આખા ભારતવર્ષમાં જે જાગૃતિ બતાવી છે તેટલી બીજા વર્ગે નથી બતાવી. બહેનોયે આજલગી રાષ્ટ્રીય સભાઓમાં સંખ્યાબંધ આવવાનું રાખ્યું જ નથી. પણ હવે બધી જગ્યાયે તેઓ હજારોની સંખ્યામાં આવવા લાગી છે. એ જ મારા જેવા શ્રદ્ધાળુને સારૂ તો શુભ ચિહ્ન છે. એ જ મને તો બતાવે છે કે હવે ધર્મરાજ્ય આપણી નજીક આવતું જાય છે.

હિંદુસ્તાનની લાજ બીજા વર્ગ ન રાખે તોયે સ્ત્રીઓ રાખી શકે છે. સ્ત્રીઓયે હમેશાં ધર્મને સાચવ્યો છે ધર્મને સારૂ સ્ત્રીઓયે પોતાનો દેહ આપ્યો છે. ધર્મને સારૂ સીતા-દમયંતીએ હજારો દુઃખ ઉઠાવ્યાં.

સ્ત્રીઓની ઉદારતા સેંકડો વહેમો અને ધતિંગોને પણ પોષી રહેલ છે. તેજ સ્ત્રીઓ જ્યારે રાષ્ટ્રકાર્યને સમજી

જાય તો પછી બાકી શું જ રહે ? પછી રાષ્ટ્રનો ખજાનો ખાલી નજ રહેવો જોઇયે.

સ્ત્રીઓથી સ્વર્ગસ્થ લોકમાન્ય તિલકનું નામ અજાણ્યું નથી. તેઓનું સ્મરણ તેમને ઓછું પ્રિય નથી. તેમનું ચરિત્રબળ હિંદુસ્તાનને દીપાવે છે. તેમનો આત્મભોગ હિંદુસ્તાનને પોષે છે. તેમનું સ્મરણ કાયમ રાખવા સારૂ અને સ્વરાજ્ય સ્થાપવા સારૂ ગુજરાતનો ફાળો દસ લાખ રૂપીયા છે. આ ફાળામાં બહેનો રૂપીયા ને ઘરેણાં આપી શકે છે.

ઘરેણાંને આજે બ્હેનો શું કરશે ? જ્યારે હિંદુસ્તાનના કરોડોને ખાવાને પૂરૂં નથી મળતું, જ્યારે હિંદુસ્તાનમાં અત્યાચાર વ્યાપી રહ્યો છે ત્યારે બહેનો ઘરેણાંને કેમ પહેરી શકે ? અશોક વાટિકામાં સીતાજી ઘરેણાં પહેરતાં હતાં ? દમયંતી વનમાં વલવલતી હતી ત્યારે તેના અંગ ઉપર દાગીના હતા ? તારામતિ જ્યારે હરિશ્ચંદ્ર સંગે ભટકતી હતી ત્યારે શું હીરામોતીના હાર પહેરતી હતી ? આ અધર્મના જમાનામાં ઘરેણાં પહેરવાં એ મને તો અયોગ્ય જણાય છે.

જે બહેનો ઘરેણાં પોતાના દુઃખના સમયને સારૂ મદદરૂપે સંઘરે છે તેમને હું એટલુંજ કહીશ કે જો તમે ઇશ્વર ઉપર વિશ્વાસ રાખો તો ઘરેણાં કરતાં તે વિશ્વાસ

તમને વધારે મદદગાર થશે. યાદ રાખજો કે હિંદુસ્તાનમાં કરોડો સ્ત્રીઓ તો એવીજ છે કે જેમની પાસે વાલની વીંટી પણ નથી ને જેઓને ઉંચે આભ અને નીચે ધરતી જ છે. તેઓને પણ ઈશ્વર ખાવાનું આપી રહે છે. તમે પણ જો કામ કરતાં નહિ શરમાઓ તો તમારા પવિત્ર હાથપગ તમને ઘરેણાંના કરતાં વધારે જવાબ દેશે. જેને દાંત આપ્યા છે તેને ઈશ્વર જરૂર ચાવણ આપશે. મહેનતુ પ્રમાણિકને આજલગી ભૂખે મરવું નથી પડયું. આળસુનેજ ઘરેણાંની ઉપર આધાર રાખવો પડે છે. બહેનો આળસ તજો અને ઘરેણાં પણ તજો.

બહેનો જે પૈસા ભરશે તેનો ઉપયોગ જ ઘરેણાંની ગરજ સારશે. કેમકે તે પૈસા ગરીબ બહેનોને રેંટીયા આપવામાં ને આપણાં બાળકોને ખરૂં ભણતર આપવામાં થશે. એટલે જે પૈસા કે ઘરેણાં બહેનો ભરશે તેનો ઉપયોગ ખરૂં જોતાં તેમનેજ મળશે. પોતાની કમાણી પોતાની પાસે રાખી પોતે જ તેનો ઉપયોગ મોજશોખમાં કરે છે તે કુટુંબઘાતી ગણાય છે, સ્વાર્થી કહેવાય છે. જે પોતાની કમાણી કુટુંબની પેટીમાં નાંખે છે તેને પણ તેટલોજ ઉપયોગ પોતાની કમાણીનો મળે છે; પણ તે કુટુંબ સેવક ગણાય છે, નિઃસ્વાર્થી ગણાય છે. દેશસેવા એટલે દેશને કુટુંબ ગણવું. દેશની પેટીમાં આપણે મુકેલા પૈસાનો પણ

આપણને પૂરો ઉપયોગ મળે છે. જેમ આપણે મૂકેલાનો ઉપયોગ બીજાને મળે છે તેમ બીજાયે મૂકેલાનો ઉપયોગ આપણને મળે છે. આમ જે બહેનો પૈસા કે ઘરેણાં આપશે તે કશુંએ નહિ ખુએ.

બહેનો પોતાના પતિને ને કુટુંબને પણ આ કામમાં પ્રેરી શકે છે, ઘણી વેળા સ્ત્રીઓના અતિ ખરચને લઈને પુરૂષો ઇચ્છે એટલું દેશને દાન નથી દઈ શકતા. કોઇ વેળા પોતાના પતિને દાન કરતાં રોકે પણ છે. આમ ન કરતાં પુરુષ વર્ગને ઉત્તેજન આપવા હું બહેનોને વીનવું છું. મારી જાણબહાર નથી કે ઘણી સ્ત્રીઓ પુરુષ વર્ગને વધારે આપવા પણ પ્રેરે છે ને તેમાં ફતેહમંદ પણ થાય છે. એના જેવી બીજી બહેનો પણ થાઓ.

જે બહેનો આ પત્રિકા વાંચે તે બીજીને વંચાવે એવી મારી પ્રાર્થના છે. બહેનો પોતેજ આપીને સંતુષ્ટ નહિ રહે પણ પોતાની બહેનપણીઓને પણ આપવા પ્રેરશે એવી મારી આશા છે.

નવજીવનનો વધારો. નં. ૮. તા. ૨૩–૬–૧૯૨૧



( નં. ૨૧. )

# કાઠિયાવાડીઓને—

જેમ જેમ જૂનની આખર નજીક આવતી જાય છે તેમ તેમ કાઠિયાવાડ ભણી મારી દૃષ્ટિ વધારે જાય છે. અત્યારે તો હું માત્ર કાઠિયાવાડની પૈસા સંબંધી સ્થિતિ વિષે જ લખવા ધારૂં છું. બીજા વિષયોમાં હવે પછી પડવાની ઉમેદ રાખું છું.

સ્વરાજ્યનું કાર્ય એ આખા ભારતવર્ષનું છે. દેશી-રાજ્યોનો સ્વાર્થ કંઈ થોડો નથી. દેશી રાજ્યાધિકારીઓ જાણે છે કે સ્વરાજ્યની ચળવળથી તેમનું બળ વધ્યું છે. દેશી રાજ્યોની રૈયત જાણે છે કે તેમનું જોર વધ્યું છે.

આ ચળવળ રાજાનો, સત્તાનો કે ધનનો નાશ કરવાની નથી. પણ તેને સ્વચ્છ કરવાની છે. જેટલે અંશે પાખંડ મટે તેટલે અંશે સ્વરાજ્યની શીશીનો પારો ઉંચે ચઢે. પાખંડ, અત્યાચાર, અધર્મનો નાશ કરનારી આ પ્રવૃત્તિ છે.

આવી આ પ્રવૃત્તિમાં કાઠિયાવાડના રાજાઓ અને તેમની પ્રજા શો ફાળો આપશે? હજુ તો કંઇ નથી આપ્યું. કાઠિયાવાડ ધારે તો કરોડમાં રહેલી ખોટ પૂરી પાડે. કા-

ઠિયાવાડના સાહસિક લોકો અનેક જગ્યાએ ઉદ્યમને અર્થે ફેલાઇ ગયા છે. જ્યાં છે ત્યાં ત્યાં તો તેઓ આપી રહ્યા છે. વધારે આપો એમ ઈચ્છું છું. છતાં તેમનો તે ફાળો તો ભારતવાસી તરીકેનો. પણ કાઠિયાવાડી ગુજરાતી તરીકે તેઓ કાઠિયાવાડથી શું મોકલશે? ગુજરાતના દસલાખના ફાળામાં શું આપશે? અથવા બળ કરી ગુજરાતનો ફાળો કાં ઊભરાવી ન શકે?

પોરબંદર, રાણાવાવ, કુતિયાણા, બાંટવા, જેતપુર, ધોરાજીના મેમણો જ ધારે તો કરોડનો ઈજારો લઈ શકે. જામનગરના એક જ મેમણ ધારે તો સાઠ લાખની ખોટ પૂરી પાડે.

કાઠિયાવાડના એક જ રાજા રેંટીયાનો ધર્મ સમજી જાય તો તેનેજ નિમિત્તે સ્વરાજ્યના ફાળામાં કરોડ રૂ. આપી શકે.

પણ હું જાણું છું કે મારે એવી આશા રાખવાની નથી. રાજાઓમાં કે મેમણ ભાઇઓમાં એવી શ્રદ્ધા નથી આવી. આ વેળાનું ઉઘરાણું એ સર્વની શ્રદ્ધાનું માપ છે.

પોતાના દરદ સારૂ આપણે કેટલું આપીયે? હિંદુસ્તાનનું દરદ પોતાનું ગણનાર કેટલા હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તિ કે યાહુદી છે? કેટલા રાજા ને રંક છે?

હિંદુસ્તાનના ભયંકર ક્ષય રોગને સારૂ સહુ કેટલું આપવા તૈયાર છે? એ કસોટી આપણી બધાની થઈ રહી છે. જૂનની ત્રીશમી સૂધીમાં દરેક હિંદવાસીયે જવાબ આપવાનો છે. દરેક કાઠિયાડીયે પોતાની ફરજ બજાવવાની છે.

જેઓ હિંદુસ્તાનને ક્ષય છે એમ માનતા નથી અથવા જેઓ ચાલુ પ્રવૃત્તિના એક પણ અંશને તે ક્ષયનું નિવારણ માનતા નથી તેઓ આમાં નજ આપે, પણ એવા અશ્રદ્ધાળુ કાઠિયાવાડીઓ મેં ઓછાજ જોયા છે. તેથી કાઠિયાવાડની આશા હું મોટી રાખું છું.

વઢવાણ ને વીરમગામના લોકોયે મને વધારે આશા આપી. ઝાલાવાડ ગરીબાઇને સારૂ ને તેના સાંકડા મનને સારૂ વગોવાયું છે, એજ ઝાલાવાડે મને આશ્ચર્ય પમાડયું છે. એકલું ઝાલાવાડ જો રૂા. ૨૫,૦૦૦ થી વધારે આપી શકે તો હાલાર, સોરઠ ને ગોહિલવાડ શું આપે? ભાવનગર શું આપે? ભાવનગર તો અત્યારે કાઠિયાવાડનું મોટામાં મોટું બંદર છે. ત્યાંનો વેપાર સારામાં સારો છે, ત્યાંની પ્રજા પ્રમાણમાં સુખી છે; તેનો હિસ્સો કયાં છે?

ઝાલાવાડની બહેનોયે કંઇક નિરાશા ઉત્પન્ન કરી ખરી. બહેનોની સંખ્યા ઘણી જોઇ. પણ આખા હિન્દુસ્તાનના મારા અનુભવમાં વઢવાણની બે સભામાં આવેલી બ-

હેનોયે ઓછામાં ઓછો ફાળો ભર્યો એમ મેં દુઃખપૂર્વક અનુભવ્યું. એ બહેનોયે સ્વરાજ્યનું, ધર્મરાજ્યનું નામ જ નહિ સાંભળ્યું હોય ? કે એ તો દોષ પુરૂષવર્ગનો હતો ? તેમણે બહેનોને આ ધર્મકાર્યને સારૂ જરાએ તૈયાર નહિ કરેલી ? ગમે તેમ હો. કાઠિયાવાડની બહેનોની પણ મને તો બહુ આશા છે. તેમને રેંટીયો ગમ્યો છે. સેંકડો ગરીબ બહેનો પોતાની આજીવિકા પેદા કરી રહી છે ને હિન્દમાતાની સેવા કરી રહી છે. શું ધનિક બહેનો પોતાના દાગીના અથવા પૈસા ન આપે ?

કાઠિયાવાડીઓ મ્હને ખાસ તેમનો ગણે છે. તે પ્રેમની કસોટી હવે થવાની છે. જો કાઠિયાવાઠના ખાસ પ્રેમ છતાં હું કાઠિયાવાડને સમજણ ન પાડી શકયો હોઉં તો હું બીજા ભારતવાસીઓને કેમ સમજાવી શકું ? કાઠિયાવાડ જો મારો સંદેશો સમજી ગયું હોય તો જરૂર કાઠિયાવાડનો ફાળો પ્રમાણમાં સહુથી મોટો હોવાની આશા રાખીશ.

તે આશા ઇશ્વર સફળ કરો.

નવજીવન તા. ૨૬-૬-૧૯૨૧.



( નં. ૨૨. )

# વૈષ્ણવો પ્રત્યે—

તમારામાંનાં ઘણાં મારાં સગાં છે, ઘણા જ્ઞાતિભાઇ છે, કેટલાક બાળસ્નેહી છે. મારી ઉપર ઘણા કાગળો આવે છે. તેમાંના કોઈ મારા અંત્યજ વિચારોને સારૂ મને ધન્યવાદ આપે છે, ઘણા તો તેને મારી ભૂલ માની વિનયપૂર્વક સમજાવે છે, કોઇ વળી રોષે ભરાઈ ગાળો ભાંડે છે, ને કોઈ કોઇ તો મને ધમકીઓ પણ આપે છે.

આ બધાને હું મારી પર રહેલા તેમના પ્રેમની નિશાની ગણું છું. અંત્યજને વિષે મારા જેવા વિચારો તો ઘણાએ ધરાવે છે, તેમને ઘણાએ અડે છે; પણ મારી ઉપર કેટલાકને રોષ આવે છે તેનું કારણ તો હું એ સમજું છું કે મને તેઓ બીજી રીતે મર્યાદાધર્મ પાળનારો ને સારો માને છે. તેથી અંત્યજ વિષેના મારા વિચારો રૂપી તેઓએ માનેલી ભૂલ તેઓ સાંખી નથી શકતા. તેઓ માને છે કે મારા આ વિચારો સ્વરાજ્ય પ્રત્યેની આપણી ગતિને પણ રોકે છે. કોઈ તો એમ પણ માને છે કે મેં હાથે કરીને આપત્તિ વ્હોરી લઇને મારી હઠથી સ્વરાજ્યની નાવને તોફાનમાં નાંખી છે.

ત્યારે મારી નમ્ર માન્યતા એવી છે કે અંત્યજો પ્રત્યેનો મારો ભાવ મારા વૈષ્ણવધર્મને દીપાવે છે; તેમાં મારી દયા રહેલી છે; તેમાં મારી મર્યાદાની શુદ્ધતા સિદ્ધ થાય છે.

કેટલાક વૈષ્ણવો માને છે કે હું તો વર્ણાશ્રમધર્મનો લોપ કરી રહ્યો છું. મારી તો માન્યતા છે કે વર્ણાશ્રમધર્મને હું મલીનતામાંથી ઉગારી લઈ તેનું સાચું સ્વરૂપ પ્રગટ કરી રહ્યો છું. હું કંઇ પાણી, રોટી કે બેટીવ્યવહારની હિમાયત નથી કરી રહ્યો. હું તો કહું છું કે કોઇપણ મનુષ્યને અડતાં આપણે પાપ કરીયે છીયે એ ભાવનામાં જ પાપ રહેલું છે.

રજસ્વળાનો દાખલો આપી અંત્યજની અસ્પૃશ્યતાનો બચાવ કરવામાં આવે છે તેને મારી મતિ તો અજ્ઞાન માને છે. રજસ્વળામાં રહેલી બહેનને અડી જઇએ તો તેને આપણે પાપ નથી માનતા. પણ આપણે તેને અડી જઇયે તો શારીરિક શૌચના નિયમનો ભંગ થયો જાણી આપણે નાહી નાંખી સ્વચ્છ થઈ લઇએ છીએ. જે અંત્યજ ભાઇયે મેલું કાર્ય કર્યું હોય તેનો તે ન નહાય અથવા બીજી રીતે સ્વચ્છ ન થાય ત્યાં લગી સ્પર્શ ન કરવો અથવા આપણાથી થઈ ગયો તો આપણે નાહી લેવું એ હું સમજી શકું છું. પણ અંત્યજ કુળમાં જન્મેલાનો સર્વથા ત્યાગ કરવો એ ધર્મ હોય એમ મારો આત્મા સ્વીકારી જ નથી શકતો.

વૈષ્ણવધર્મનું મૂળ દયા છે. અંત્યજો પ્રત્યેની આપ વર્તણુકમાં હું તો દયાનો છાંટો સરખોયે નથી જોતો. અંત્યજોને ગાળ વિના તો આપણામાંના ઘણા બોલાવતા જ નથી. ભૂલ્યેચૂક્યે તે આપણા ડબ્બામાં બેસે તો તેની ઉપર ગાળોનો વરસાદ વરસે છે. તેને આપણે જાનવરને આપીયે છીયે તેમ એઠું અનાજ આપીયે છીયે. તેને તાવ આવે, સરપ કરડે, તો આપણા વૈદ કે દાક્તર તેની દવા કરવા નહિ જાય. જો જાય તો આપણું ચાલે ત્યાંસૂધી તેને આપણે અટકાવીયે છીએ! અંત્યજને રહેવાને ખરાબમાં ખરાબ લત્તા, તેને સારૂ ન દીવાની ન રસ્તાની સગવડ. તેને સારૂ કૂવા, ધર્મશાળા, વિદ્યાલયોનો તેમને ઉપયોગ ન મળે. તેની પાસેથી કઠિનમાં કઠીન સેવા લઇ આપણે તેને ઓછામાં ઓછો પગાર આપીયે છીયે. તેને તો ઉંચે આભ ને નીચે ધરતી છે. આ કંઇ વૈષ્ણવધર્મની નિશાની છે? આને દયાધર્મ કહેવો કે કૂરતાધર્મ કહેવો? ઇંગ્રેજી સરકાર, જેની સાથે તમે પણ અસહકાર માંડયો છે તે આપણો આટલે તિરસ્કાર નથી કરતી. આપણે તો આપણી અંત્યજો પ્રત્યેની ડાયરશાહીને ધર્મ માનીને પોષીયે છીયે!

હું તો માનું છું કે આપણે વાવ્યું તેવું લણીયે છીયે. આપણે અંત્યજોનો તિરસ્કાર કરી જગતના તિરસ્કારને પાત્ર બન્યા છીએ.

અસ્પૃશ્યતાને બુદ્ધિ ગ્રહણ કરી શકતી નથી. તે સત્યનો, અહિંસાનો વિરોધી ધર્મ છે તેથી ધર્મ જ નથી. આપણે ઉંચા ને બીજા નીચા એ વિચાર જ નીચ છે. બ્રાહ્મણમાં શૂદ્રનો –સેવાનો–ગુણ નથી એ કંઈ બ્રાહ્મણ નથી. બ્રાહ્મણ તો એ કે જેનામાં ક્ષત્રીના, વૈશ્યના ને શૂદ્રના બધા ગુણો છે ને તે ઉપરાંત જ્ઞાન છે. શૂદ્ર કંઇ જ્ઞાનથી કેવળ વિમુખ નથી. તેનામાં સેવા પ્રધાન છે. વર્ણાશ્રમધર્મમાં ઉંચ-નીચની ભાવનાને અવકાશ નથી. વૈષ્ણવસંપ્રદાયમાં તો ભંગીઓ, ચાંડાલ ઈ૦ તરી ગયા છે. જે ધર્મ જગત્ માત્રને વિષ્ણુસમ જાણે છે તે અંત્યજને વિષ્ણુથી રહિત કેમ માને ?

પણ તમારી પાસે હું શાસ્ત્રાર્થ મૂકવા નથી ઇચ્છતો. હું વિદ્વાન હોવાનો દાવો નથી કરતો. શાસ્ત્રાર્થમાં મને બધા શાસ્ત્રી ભલે હરાવે. મને વિશ્વાસ છે કે દયાધર્મનો મને ઠીક અનુભવ છે. અંત્યજના તિરસ્કારને દયાધર્મમાં અવકાશ ન જ હોય.

વળી અંત્યજ કોને કહેશો ? વણકર અંત્યજ ? ચામડાના લખપતિ વેપારી છે તે અંત્યજ ? કે કાંચન બધું સ્વચ્છ કરે છે તે ? જેણે ચમારનો ધંધો છોડયો છે, જે ભંગી મોટર હાંકે છે, મીલમાં કામ કરે છે, હમેશાં ન્હાયધૂએ છે તે પણ અસ્પૃશ્ય ?

પણ હું દલીલ શાને કરૂં ? જેને અસ્પૃશ્ય માનો તેને અડવામાં પાપ માનો ત્યાં લગી નહાવું હોય તો નહાઓ, પણ મારી અરજ તો એ છે કે જેમ રજસ્વળામાં આવેલી માતાનો તમે તિરસ્કાર નથી કરતા પણ તેની સેવા કરો છો, તેમ અંત્યજનો પણ તિરસ્કાર ન કરતાં તેમની સેવા કરો. તેમને સારૂ કૂવા ખોદાવો, તેમને સારૂ નિશાળો બંધાવો, તેમને દવા આપો, તેમને સારૂ વૈદ મોકલો, તેમના દુઃખમાં ભાગ લઇ આંતરડાની દુવા લ્યો. તેને સારી જગ્યામાં રાખો, તેમને સારો પગાર આપો, તેમને માન આપી, બોધ કરી, તેને નાનો ભાઇ સમજી, તેની પાસે મદ્યપાન ગોમાંસાહાર ઈ૦ છોડાવો. જેઓ છોડે તેમને ઉત્તેજન આપો. એમ કરતાં તમે જોઇ શકશો કે આભડછેટ અદકેરૂં અંગ છે. તમારામાંના કેટલાકે તિલક સ્વરાજ્ય ફાળામાં મારા અંત્યજને લગતા વિચારોને કારણે પૈસઃ ભર્યા જ નથી. હું તો તમને વીનવું છું કે તમે અસ્પૃશ્યતાને ન છોડો તોપણ ઉપલા તેમને સુધારવાના કામને સારૂ તો પૈસાની મદદ આપી જ શકો છો. કેટલાક વૈષ્ણવોયે તો પોતે આપેલા પૈસા ખાસ એ જ કામને સારૂ આંકયા જે. વળી મારા અંત્યજ વિષેના વિચાર તમને પસંદ ન હોય તો પણ તમે સ્વદેશી ચળવળને સારૂ, દુષ્કાળને સારૂ, વિદ્યાલયોને સારૂ–તો દ્રવ્ય આપી જ શકો છો. પણ મારી માન્યતા તો એવી જ છે કે તમે અંત્યજની ઉન્નતિ થાય

એ વાતોનો વિરોધ તો ન જ કરો. તેથી તમારા એવા દયાધર્મની નિશાની દાખલ હું તો તમને અંત્યજોની ઉન્નતિનાં કાર્યોને સારૂ આંકીને જ દ્રવ્ય આપવા વીનવું છું.

નવજીવન. તા. ૨-૭-૧૯૨૧

(નં. ૨૩.)

# અંગ્રેજ ભાઇઓને—

ભાઇઓ,

તમને બીજી વાર લખવાની હિંમત કરૂં છું. હું જાણું છું કે તમારામાંથી ઘણાને અસહકારની ચીડ છે. છતાં મ્હારી સચ્ચાઇને વિષે તમારામાં ઇતબાર હોય તો મ્હારી પ્રવૃત્તિમાંથી બે પ્રવૃત્તિઓને નોખી કરી તે ધ્યાનમાં લેવાને હું તમને વીનવું છું. મ્હારા પ્રામાણિકપણા વિષે જો તમને વિશ્વાસ ન હોય તો તે પૂરવાર કરવાને મ્હારી પાસે દલીલો નથી. જ્યારે હું કહું છું કે અંગ્રેજોએ સ્થાપેલા તંત્રનો દ્વેષ કરવા છતાં ખુદ અંગ્રેજોનો દ્વેષ કરવાની કશી જરૂર નથી, ત્યારે મ્હારા કેટલાક દેશીભાઈઓ મ્હારા પર ગોળગોળ વાત કરવાનો આરોપ મૂકે છે. હું તેમને બતાવવાનો પ્રયત્ન કરી રહ્યો છું કે પોતાના ભાઇનો દ્વેષ કર્યા વગર તેના દુરાચરણનો તિરસ્કાર કરી શકાય છે.

ઇસુખ્રિસ્તે તેના જમાનાના પંડિતો અને કર્મકાંડી લોકોના દુરાચરણનો ધિક્કાર કર્યો પણ તેમનો કોઈ દિવસ દ્વેષ ન કર્યો. કોઈ પણ માણસ ઉપર પ્રેમ રાખવા છતાં તેના પાપનો ધિક્કાર કરવાનો ઇશુનો સિદ્ધાંત તેના એકલાને માટે જ ન હતો. ઇશુએ તે બધા જ લોકોને આચરણમાં મૂકવા માટે ઉપદેશેલો છે. ખરૂં જોતાં આ સિદ્ધાંત તો દુનિયાનાં બધાં શાસ્ત્રોમાં મળી આવે છે.

મનુષ્યસ્વભાવનો હું ઠીક અભ્યાસી છું, એમ હું માનું છું. મ્હારા પોતાના વિચારો અને લાગણીઓનું પૂરેપૂરૂં પૃથક્કરણ કરવાનો મ્હને મ્હાવરો છે. મ્હેં જોયું છે કે માણસ પોતાના મત કરતાં મ્હોટો છે. માણસ જે તંત્ર ઉભું કરે છે તેનાથી તે પોતે મ્હોટો હોય છે અને તેથી જ મ્હને લાગે છે કે તમે સંઘમળથી જે રાજ્યવ્યવસ્થા ઉપજાવી કાઢી છે તેના કરતાં વ્યક્તિ તરીકે તમે અનેક દરજ્જે સારા હો છો. ૧૦ મી એપ્રિલના દુર્દૈવી દિવસે અમૃતસરમાં મ્હારા દેશભાઈઓનાં જે ટોળાં ભેગાં થયાં હતાં તે ટોળાં કરતાં તેમાંનો દરેક માણસ વધારે સજ્જન હતો. તેમાંથી કોઇ પણ એક માણસને નિર્દોષ અંગ્રેજ સરાફોને મારવાનું કહેવામાં આવત તો તે ના જ પાડત. પણ જયાં ટોળું ભેગું થયું ત્યાં ઘણા લોકો પોતાનું ભાન ભૂલી ગયા. એ જ ન્યાયે અધિકાર ઉપર બેઠેલો અંગ્રેજ

સામાન્ય અંગ્રેજના કરતાં જૂદો જ હોય છે. હિન્દુસ્તાનમાં રહેનાર અંગ્રેજ વિલાયતમાંના અંગ્રેજ કરતાં જૂદો જ છે. આ દેશમાં તમે જે તંત્રને આધીન છો તેનું પાજીપણું વર્ણવ્યું જાય તેમ નથી. તેથી જ હરેક અંગ્રેજના હેતુ અશુદ્ધ હોય છે એવો આરોપ ન મૂકતા છતાં અથવા તો તમે દુષ્ટ છો એમ ન માનતા છતાં તમારા તંત્રને આકરામાં આકરાં વિશેષણો લગાડી તેનો હું નિષેધ કરી શકું છું. અમે જેટલા આ તંત્રના જકડાએલા છીએ તેટલા જ તમે પણ તેને શરણ છો. માટે તમે પણ તે જ વૃત્તિ ધારણ કરો એ હું ઇચ્છું છું. મ્હારાં લખાણોમાં જે નથી તેવા હેતુઓ તમે મ્હારામાં ન કલ્પી લેશો. જે તંત્ર તળે રહીને હિંદી રાષ્ટ્ર મૂઠીભર અંગ્રેજોનું દાસ બને છે અને જ્યાં દેશમાં ઠેરઠેર નજરે પડતા કિલ્લાઓ અને તોપોના આશ્રય તળે જ તમે પોતાને સુરક્ષિત માનો છો તેવા તંત્રને બની શકે તો સુધારવા નહિ તો મિટાવવા હું અધીરો થયો છું એમ જ્યારે કહું છું ત્યારે મ્હેં કશું છાનું રાખ્યું નથી એમ જ તમારે માનવું. આજની સ્થિતિ તો તમને અમને બન્નેને કેવળ શરમભરેલી છે. આપણું સામુદાયિક જીવન એક બીજા પ્રત્યેના અણવિશ્વાસ અને બીક પર ઉભેલું છે. તેમાં મરદાઈ નથી એ તો તમે કબૂલ કરશો જ. જે તંત્રને લીધે આવી સ્થિતિ ઉત્પન્ન થાય છે તે જરૂર સેતાની જ કહેવાય. દેશને ચૂસનાર પરદેશીઓ

તરીકે નહિ પણ હિન્દુસ્તાનની બીજી કોમોની માફક હિન્દી બનીને તમને રહેતાં આવડવું જોઇએ. એક અંગ્રેજની જાન સામે એક હજાર હિન્દીઓની જાન એ ગણતરી ઘોર નિરાશા ઉપજાવનારી છે અને છતાંએ તમારા મ્હોટામાં મ્હોટા અધિકારીઓએ ૧૯૧૯ માં આ જ સિદ્ધાંત સ્વીકાર્યો હતો. જે તંત્રે આપણ બન્નેને આટલી હદ સૂધી પાડયા છે તેનો સમૂળગો નાશ કરવાના કાર્યમાં તમે અમારી જોડે ભળો એમ તમને કહેવાનું મન થાય છે. પણ મ્હને લાગે છે કે હજી તમે તેમ ન કરી શકો. તે સ્થિતિ લાવવા માટે જેટલી ગંભીરતા, જેટલો આપભોગ અને સંયમ અમારે કેળવવાં જોઇએ તેટલાં હજી અમે કેળવી બતાવ્યાં નથી.

પણ પરદેશી કાપડનો બહિષ્કાર કરવામાં અને દારૂનિષેધની હીલચાલમાં તો હું તમારી મદદ જરૂર માગું છું.

અંગ્રેજ ઇતિહાસકારોએ બતાવેલું છે કે હિન્દુસ્તાનનો પોતાનો વિખ્યાત કાપડનો વેપાર ઇરાદાપૂર્વક અને ચોક્કસ રીતે તોડી પાડી વિલાયતી કાપડ હિન્દુસ્તાન ઉપર બળાત્કારે લાવવામાં આવેલું છે, તેથી હિન્દ આજે લેંકેશાયરનું જ નહિ પણ જાપાન, ફ્રાન્સ અને અમેરિકાનું પણ મુહતાજ થઇ બેઠું છે. હિન્દુસ્તાન ઉપર આની શી અસર થઇ છે તે એકવાર જુઓ. દર વર્ષે ઓછાવત્તા સાઠ

કરોડ રૂપીઆ ફક્ત કાપડને માટે અમે હિન્દુસ્તાન બહાર મોકલીએ છીએ. અમને પૂરતું થઇ પડે એટલું રૂ તો અમે આ દેશમાં ઉત્પન્ન કરીએ છીએ જ. આ દેશનું રૂ પરદેશ મોકલી ત્યાં તેનું કાપડ વણાવી ફરી આ દેશમાં લાવવું તે શુદ્ધ મૂર્ખાઈ નથી શું ? હિન્દુસ્તાનને આવી લાચાર સ્થિતિમાં મૂકવું એ શું વ્યાજબી હતું ?

દોઢસો વર્ષ ઉપર અમે અમારે જોઈતું બધું કાપડ જાતે વણી લેતા. અમારી સ્ત્રીઓ ઘરમાં બેસી સુંદર સૂતર કાંતતી અને પોતાના પતિઓની કમાઇમાં ઉમેરો કરતી. ગામડાંના વણકરો તે સૂતર વણી આપતા. અમારા જેવા ખેતીપ્રધાન દેશમાં પ્રજાજીવનની વ્યવસ્થાનું એ એક અગત્યનું અંગ હતું. આ વ્યવસ્થાને લીધે અત્યંત સ્વાભાવિક રીતે નવરાશનો અમે સદુપયોગ કરી શકતા હતા. આજે અમારા દેશની સ્ત્રીઓમાં કાંતવાની આવડત રહી નથી અને કરોડો લોકોને પરાણે નવરા બેસવું પડવાથી દેશ કંગાલ થઇ ગયો છે. ઘણા વણકરો ભંગી થઇ ગયા છે. કેટલાક ભાડુતી સિપાઇઓ બની લશ્કરમાં ભરતી થયા છે. સુંદરમાં સુંદર કાપડ વણનાર વણકરોની અડધી કોમ દાળોવાટો થઇ ગઇ છે અને બાકીની અડધી હાથે કાંતેલું સૂતર નહિ મળતું હોવાથી પરદેશી સૂતર વણી રહી છે !

ત્યારે હિન્દુસ્તાનને માટે પરદેશી કાપડના બહિષ્કા-

રનો અર્થ શો છે તે હવે કદાચ તમે સમજી શકશો. આ બહિષ્કારની યોજના સજા રૂપે કરવામાં નથી આવી. સરકાર આજે ખિલાફત અને પંજાબના અન્યાયો દૂર કરે અને હિન્દુસ્તાનને આજે જ સ્વરાજ્ય અખત્યાર કરવા દે તોયે આ બહિષ્કારની હીલચાલ ચાલવાની જ. સ્વરાજ્યનો એ અર્થ તો હોવો જ જોઇએ કે આર્થિક દૃષ્ટિએ રાષ્ટ્રના અસ્તિત્વને જરૂરી એવા ધંધાઓને હિન્દુસ્તાન પોષણ આપી શકે અને આ અસ્તિત્વને જોખમમાં નાંખનાર એવા માલની આયાતની 'મના' કરો શકે. ખેતી અને હાથકંતામણ એ બે રાષ્ટ્રદેહનાં બે ફેફસાં છે. અને હર પ્રયાસે ક્ષયરોગને એ ફેફસાંમાં પેસતો અટકાવવો જોઈએ.

આ વાત રાહ જોવા જેવી નથી. ખેતી સાથે ચાલી શકે એવા ધંધાને અભાવે આખું રાષ્ટ્ર જ્યારે ભૂખે મરે છે ત્યારે પરદેશી કારખાનાવાળાઓના કે દેશી વેપારીઓના લાભોનો વિચાર ન કરાય.

આ હીલચાલને બધી જાતના પરદેશી માલના બહિષ્કાર તરીકે પણ રખે માની લેતા. બીજાં રાષ્ટ્રો સાથે કોઈ પણ જાતનો વેપાર કરવો જ નહિ એ હિન્દુસ્તાનનું વલણ નથી; કાપડને બાદ કરતાં બીજી વસ્તુઓ હિન્દુસ્તાન કરત. પરદેશમાં સહેલાઈથી અને સારી બનતી હોય તો ઉભય પક્ષને લાભ થાય એવી શરતે પરદેશ પાસેથી આભાર સાથે

લેવાની હિન્દુસ્તાને હા પાડવી જ જોઈએ. અલબત, કોઈ પણ વસ્તુ હિન્દુસ્તાન પોતાપર બળાત્કારે નહિ જ લાદવા દે. પણ ભવિષ્યને વાંચવાનો પ્રયત્ન હું નહિ કરૂં. હું જરૂર આશા રાખું છું કે થોડા જ દિવસમાં હિન્દુસ્તાન ઇંગ્લંડ સાથે સમાનતાને નાતે સહકાર કરી શકશે. આપણા વેપારના સંબંધો તપાસવાનો પ્રસંગ તે વેળાએ આવશે. અત્યારે તો પરદેશી કાપડનો બહિષ્કાર સફળ કરવામાં હું તમારી મદદ ઇચ્છું છું.

એવો જ અને એટલા જ મહત્ત્વનો સવાલ છે દારૂ-નિષેધનો. દારૂનાં પીઠાં એ તો સમાજ ઉપર લાદેલી એક અસહ્ય આફત છે. આ વિષયમાં પ્રજામાં જેટલી જાગૃતિ છે તેટલી આજ સુધી કોઈ કાળે થઈ ન હતી. હું કબૂલ કરૂં છું કે આમાં તમારા કરતાં વધારે મદદ તો અમારા હિન્દી પ્રધાનો કરી શકે એમ છે. છતાં આ સવાલમાં તમે તમારો મત સ્પષ્ટ જાહેર કરો એમ હું ઇચ્છું છું. રાજ્ય-તંત્ર ગમે તેવું હોય તોપણ મ્હને લાગે છે કે પ્રજા તો દેશમાંથી દારૂની જડ જ કાઢી નાંખવા માગે. તમારૂં વજન પ્રજાપક્ષ સાથે ભેળવીને આ દિનપ્રતિદિન વધતી જતી હીલચાલને તમે મદદ કરી શકો છો.

**નવજીવન.** તા. ૧૭-૭-૧૯૨૧.



( નં. ૨૪. )

કાઠિયાવાડના

# રાજા મહારાજાઓ પ્રત્યે,—

સાહેબ,

મેં ઘણીવાર આપને બે બોલ લખવાનો વિચાર કરીને માંડી વાળ્યો. પણ કેટલુંક સાંભળ્યા અને જાણ્યા પછી મારા વિચારો આપની પાસે રજૂ કરવાનો મારો ધર્મ સમજું છું.

મારો સંબંધ કાઠિયાવાડની સાથે નિકટ છે એ કાંઇ મારે આપને કહેવાનું ન હોય? પણ મારો જન્મ કાઠિયાવાડમા થયો છે એટલું જ મને બંધન નથી. માર પિતાશ્રીયે ત્રણ રાજ્યોમાં કારભારી તરીકે નોકરી કરેલી. મારા કાકાયે એક જગ્યાએ તેમ મારા દાદાયે પણ કારભારૂં કરેલું. ગાંધી કુટુંબના ઘણાઓયે કાઠિયાવાડનાં રાજ્યોની નોકરી કરી નિર્વાહ કર્યો છે. એટલે આપની સાથે મારો ખાસ સંબંધ છે. આપના પ્રત્યે મારી ખાસ ફરજ છે.

તેથી જ્યારે કાઠિયાવાડના કોઈપણ રાજ્યની અંધાધુંધી વિષે હું કંઈ સાંભળું છું ત્યારે મારૂં મન દુખાય

છે. કાઠિયાવાડને મેં શુરવીરની ભૂમિ તરીકે ઓળખેલ છે ને સ્વરાજ્ય યજ્ઞમાં કાઠિયાવાડ પોતાનો પૂરો ફાળો આપી પોતાને ને ભારતભૂમિને ઉજ્વળ કરશે એવી આશા મેં રાખી છે.

'સ્વરાજ્ય' શબ્દથી આપ ન જ ભડકો. સ્વરાજ્ય, અસહકાર એ નામો આપને ન ભડકાવે એમ ઈચ્છું છું. તે અંધાધુંધીની ચળવળ છે, તે બેવફાદારીની હીલચાલ છે, તેથી દેશ પાયમાલ થશે, એમ કહેનારા છો કહેતા. તેઓ અજ્ઞાનપણે તેમ કહે છે એમ માની આપના મિત્રોની પાસે પણ મારો બચાવ કરજો.

અન્યાયની સામે જીવને જોખમમાં મૂકીને પણ થવું એવું આપણાં શાસ્ત્રો શીખવે છે. મારા વડીલે મને પોતાના દાખલાથી એજ શીખવ્યું. લોકો હિમ્મત શીખે તેથી દેશને હાનિ નથી થવાની.

પણ મેં આ પત્ર સ્વરાજ્ય વિષે લખવા શરૂ નથી કર્યો. મારા સ્વરાજ્ય વિષેના વિચાર અંતરાયરૂપ ન થાય તેટલા સારૂ ઉપલાં વાક્યો લખ્યાં છે.

મારી પાસે અનેક લેખો આપના રાજ્યો વિષે આવ્યાં છે. અનેક ફરિયાદો મ્હોડેથી સાંભળી છે. પણ આજલગી

મેં તેમાંનું કંઇ જ છાપવું દુરસ્ત નથી ધાર્યું. મેં એવી જ આશા રાખી છે કે બધું કુશળ થઇ રહેશે; ને હજુ એમ જ માનું છું. જો મોટી સલ્તનતની અંધાધુંધીનો નાશ થઈ શકે તો નાનાં રાજયોની અંધાધુંધી એની મેળે શમી જશે. આત્મશુદ્ધિ એવી વસ્તુ છે કે તેની જડ બેસતાં વા. લાગે છે. પણ જડ બેઠા પછી તેને ફેલાતાં વાર નથી લાગતી.

પણ હવે તો હું સાંભળું છું કે કોઇ રેંટીયાને હસી કહાડે છે, કોઈ તેને રોગ ગણી તેનો નાશ કરવા ઇચ્છે છે, કોઇ સ્વદેશી જેવી શાશ્વત પ્રવૃત્તિને રોકવા સારૂ પ્રજા ઉપર અયોગ્ય દબાણ કરે છે, કોઈ ખાદીના ઉપયોગની સામે થાય છે, ખાદીની ટોપી પહેરવી એ ગુન્હો ગણે છે. આ બધું માનતાં મને ક્ષોભ થાય છે. છતાં મારી પાસે પુરાવો એટલો બધો છે કે બધી વાતો ખોટી ન જ હોય.

કાઠિયાવાડની ભૂમિ એવી છે કે તેમાંથી એક પણ માણસને પરદેશ જવાની જરૂર ન હોવી જોઇએ. કોઇ મોટો વેપાર ખેડવાનું સાહસ કરે એ તો સ્તુત્ય છે, પણ મારા પ્રસંગમાં સેંકડો બલ્કે હજારો કાઠિયાવાડી આવ્યા છે, જે કેવળ આજીવિકાને અભાવે કાઠિયાવાડ છોડે છે. આ મને સાલે છે ને આપને સાલે એમ હું ઇચ્છું છું. કાઠિયાવાડના મજબૂત બાંધાવાળા દેખાવડા ખેડૂતોનાં ઘરોમાં

જે તેજી અગાઉ જોવામાં આવતી તે મેં મારા આ વખતના પ્રવાસોમાં ન જોઇ. મને યાદ છે કે ૩૫ ના દુકાળ પહેલાં મેં ગામડાઓમાં દૂધમાખણની છોળ જોએલી. પાવળે ઘી પીરસે તો અવિવેક ગણાતો મેં ભાળ્યો છે. કાઠિયાવાડની ઉંચી પહાડ જેવી દેખાતી બહેનોને હાથે બચપણમાં તેમની ઉજળી તાંસળીમાં ઘાડી છાશ પીધેલી મને સાંભરે છે. આજે તો છાશને બદલે ધોળું પાણી જોઉં છું. ઘીની ઝારીઓને બદલે ઘીના પાવળાં પણ મુશ્કેલીથી જોવા મળે છે. સમૃદ્ધિ જતાં લોકો સંકોચાય છે ને બહાર નાશભાગ્ કરે છે.

ખચિત માનજો કે જો રાજા મહારાજાનો વર્ગ મદદ કરે તો રેંટીઆથી ને સાળથી કાઠિયાવાડ હતું તેના કરતાં વધારે તેજસ્વી બને. કાઠિયાવાડમાં છવ્વીસ લાખની વસ્તી ગણાય છે. તેમાં પાંચ લાખ રેંટીઆ સ્હેજે ચાલે. એટલે દર માસે ઓછામાં ઓછા સાડાસાત લાખ રૂપીઆની કમાણી થઇ. જો કાઠિયાવાડની બહેનો આઠજ માસ ભજન ગાતી રેંટીયા ચલાવે તો દર વર્ષે સાઠ લાખ રૂપીઆ પોતાના ઘરમાં મૂકે. આમાં આપને એક પાઇ પણ આપવી ન પડે. શું આમ સહજ થતી કમાણી કાઠિયાવાડની પ્રજા કરે તેનો આપ દ્વેષ કરો ? અથવા તેની હાંસી કરો ?

કાઠિયાવાડના જાડી ખાદીની બંડીવાળા ને મોટી પાઘડી

વાળા મેથવાળોમાંથી એક લાખ સાળો ચલાવે તો તેઓ દર માસે ઓછામાં ઓછા વીસ લાખ રૂપીયા કમાય. તેમ આઠ માસ વણે તો એક કરોડ સાઠ લાખ રૂપીઆ વરસ દહાડે પોતાના ઘરમાં મૂકે. શું આપ દીર્ઘદૃષ્ટિ પહોંચાડી આવા બરકતવાળા ઉદ્યોગને સંપૂર્ણ ઉત્તેજન ન આપો?

આપની પાસેથી તો હું એ આશા રાખું કે આપ આપના દરબારોમાં પણ ગરીબોએ વણેલી ખાદીને માન આપો. દરબારી પોષાક પણ ખાદીના હોય અને આપ પોતે પ્રજાયે જ બનાવેલી ખાદી પહેરીને શોભો.

કાઠિયાવાડની પ્રજા ભૂખે મરે ને માન્ચેસ્ટરના–જાપાનના લોકો આપને પૈસે મ્હાલે એ રાજ્ય ન્યાય નથી એમ આપના શાસ્ત્રીઓ અવશ્ય સમજાવશે. આપને મલમલ જોઈએ તો સારૂ રૂ પકાવો, સરસ કાંતનાર વણનારને ઉત્તેજન આપો.

કાઠિયાવાડના પહાડોમાં વસતા રાજાઓને મોજશોખ શાં? તેઓ કૂતરાંનાં ટોળાં શાને રાખે? તેઓ તો પ્રજાને સારૂ પ્રાણ આપે. પ્રજાને દુઃખે દુઃખી થાય ને પ્રજાને ખવડાવીને જ ખાય. રાજા વણિક બને અને બ્રાહ્મણ નાટક કરે તો ધર્મ કોણ શીખવે ને કોણ સાચવે?

હું નથી ઇચ્છતો કે કાઠિયાવાડની પ્રજા આપના

રાજ્યમાં રહી બ્રિટીશ રાજ્યની સામે ચળવળ કરે ને આ-પની સ્થિતિને કફોડી કરે. આપની નાજુક સ્થિતિ હું સમજી શકું છું. આપના પ્રત્યે મારી લાગણી છે. ભલે તેઓ અસહકારી ન થાય, પણ સ્વદેશીને આપ નોખું અંગ ગણો ને તેને સ્વતંત્ર રીતે ખીલવવામાં રૈયતને મદદ આપો એ હું નમ્રતાપૂર્વક માગું છું.

બીજું પણ માગું ? કાઠિયાવાડમાં દારૂના પીઠાં કેમ સાંખી શકાય ? આપને વળી દારૂમાંથી કંઇ ઉપજની ગરજ હોય ? લોકો જ્યારે દારૂ છોડવા ને છોડવવા પ્રયત્ન કરે ત્યારે હું આપના દરબારથી પણ દારૂની બાટલીઓના બહિષ્કારની આશા રાખું. રામે જો ધોબીની વાત સાંભળી સતી સીતાનો ત્યાગ કર્યો તો શું પ્રજાની ઈચ્છા જાણી આપ દારૂને કાઠિયાવાડમાંથી ન કહાડો ?

અને આપની ટ્રેનમાં અંત્યજને નોખા ડબ્બા મળે, અંત્યજને ટિકોટો મળતાં અડચણ આવે, તેઓને ધક્કા વાગે એ કેમ સંખાય ? રૈયતને બોલાવી આપ મસલત કરો ને ઢેડ આદિ વર્ણ ઉપર અત્યાચાર થાય છે તે દયા ધર્મ નથી પણ અત્યાચાર છે એ સમજાવી આપ તે ગરી-બોને સુખી કરીને તેમની આંતરડાની દુવા લ્યો.

બીજું તો ઘણું સાંભળ્યું છે. તે કથા અત્યારે હું

ઉકેળવા નથી ઇચ્છતો. તે જુની વાતો છે. અત્યારે ચાલતા શુદ્ધ પ્રાણુ વાયુની ગતિ ન રોકો એટલું જ વીનવવા મેં આ પત્રિકા લખી છે. જે પ્રેમ ભાવથી મેં લખ્યું છે તેને ઓળખો ને પ્રેમપૂર્વક વાંચી મારી દીન સૂચનાઓ અમલમાં મૂકો એમ માગું છું. ઇશ્વર આપને ન્યાયવૃત્તિ આપો ને કાઠિયાવાડનાં રાજાપ્રજા નીતિને રસ્તે ચાલતાં સુખી રહો એમ પ્રાર્થના કરૂં છું.

નવજીવન. તા. ૧૪-૮-૧૯૨૧

(નં. ૨૫.)

# મુસલમાન ભાઇઓને—

પ્યારા દેશબંધુઓ,

મૌલાના શૌકતઅલી અને મૌલાના મહમદઅલીના પકડાવાથી જ્યાં એકેએક હિંદીનું દિલ ખળભળી ઉઠ્યું છે ત્યાં તમારા દિલની હાલત તો શી હશે તે હું બરાબર સમજી શકું છું. બહાદુર અલીબિરાદરો ચુસ્ત દેશપ્રેમી તો છે જ. પણ તેઓ સૌ પ્હેલા મુસલમાન છે અને બીજું બધું પાછળથી છે. અને હરકોઈ ધાર્મિક માણસની એજ સ્થિતિ હોય. આજે કેટલાંએ વરસો થયાં આ બન્ને ભાઇઓ

ઇસ્લામની ઉંચામાં ઉંચી ખાનદાનીના નમૂનારૂપ રહ્યા છે. બીજા કોઈ બે મુસલમાનોએ આ દેશમાં ઇસ્લામની પ્રતિષ્ઠા વધારવાની દિશાએ તેમના જેટલું કર્યું નથી. ખિલાફતને સારૂ પણ તેઓ જેટલું ઝુઝયા છે તેટલું હિંદના બીજા કોઈ બે મુસલમાનો ઝૂઝયા નથી. કારણ તેઓ સચ્ચાઈને વળગી રહ્યા છે અને છિંદવાડામાં તેમની અટક દરમ્યાન પણ તેમને સાચું લાગ્યું તે કહેતાં અચકાયા નથી. તેમની લાંબી અટકથી તેઓ હાર્યા કે કમજોર થયા નહિ. તેઓ જેવા શેરદિલ અટકમાં ગયા ત્યારે હતા તેવાજ શેરદિલ તેઓ અટકમાંથી બહાર આવ્યા.

અને એ અટકમાંથી છૂટયા તે ઘડીથી માંડીને જ તેમણે દરેક વેળાએ પોતે સાચા રાષ્ટ્રીય હોવાનું બતાવી આપ્યું છે અને—તમે પણ તેઓના જેવા થવામાં ઈજ્જત અને અભિમાન માન્યાં છે.

પોતાની સાદાઈથી, પોતાની નમ્રતાથી અને પોતાની પારાવાર કાર્યશક્તિથી આખી ઈસ્લામી આલમને અલી બિરાદરોએ જેટલી ચેતવી મૂકી તેટલી બીજા કોઈ મુસલમાને નથી ચેતવી.

આ બધા ગુણોને લીધે અલી બિરાદરો તમારા દિલોજાન પડયા છે. એમનામાં તમે તમારા આદર્શ પુરૂષોને

જુઓ છો. તેથી એમનો વિજોગ તમને ગમગીન કરી મૂકે એ કુદરતી છે.

વળી ત્હેમારા શિવાયના બીજા પણ કેટલાએ લોક એમનો મીઠો સહવાસ ખોવાયાથી ગમગીન છે. મ્હારા તો એ ભાઈઓ હાથપગ થઈ પડયા હતા. તેઓ જતાં જાણે હું બાવડાં વગરનો બની ગયો છું !

મુસલમાનોને લગતી કોઈપણ બાબતમાં મૌ૦ શૌકતઅલી મ્હારા માર્ગદર્શક તેમજ સાથી હતા. અને એક પણ દાખલામાં એમણે મ્હને અવળે રસ્તે દોર્યો નથી. ઘણાખરા દાખલાઓમાં એમની નજર ખરી અને ભૂલ વગરની નીવડતી. હિંદુમુસલમાન એકતાની કિંમત અલીભાઈઓને હૈયે જેવી બેઠી હતી તેવી આપણામાંના થોડાને જ હૈયે બેઠી હશે અને એઓ આપણી વચ્ચે હતા ત્યાં સૂધી હિંદુ મુસલમાન એકતાની બાબતમાં હું સાવ નચિંત રહેતો.

પણ આપણે બધા એમના વિજોગથી બેચેન હોઇએ તોપણ ગમગીન બન્યે કે નાસીપાસ થયે આપણને ન જ પાલવે. આપણે દરેક જણે સાવ એકલા પણ લડયે જતાં શીખ્યે છૂટકો છે. ખુદા આપણો સાચો અને કાયમનો રહબર છે.

નાસીપાસ થવું એ અલી બિરાદરોને ન પિછાન્યા

બરોબર છે; એટલુંજ નહિ પણ હું એટલે સૂધી કહું કે પોતાના દીનને ન ઓળખ્યા બરોબર છે.

કારણ, શું હરેક મહજબ એમ નથી શીખવતો કે આપણાં વ્હાલાંઓ બદનથી જ્યારે આપણાથી વિખૂટાં પડે છે ત્યારે પણ તેમનો આત્મા આપણી વચ્ચેજ વસે છે? અલી બિરાદરોનો આત્મા તો આપણી વચ્ચે વસી રહ્યો છે જ; પણ સરકારને હાથે પકડાઇને તો તેઓ અત્યારે આપણી વચ્ચે રહીને આપણામાં પોતાની હિમ્મત, ઉમેદ અને તાકાત ભરી રહ્યા હોત તેના કરતાં પણ પોતાની એવી કુરબાનીથી કોમની વધુ ભારે ખિદમત કરી રહ્યા છે. અહિંસા અને અસહકારની ખૂબી, કુરબાનીથીજ આપણે આપણી મુરાદ હાંસીલ કરવાના છીએ એ વાત જ્યારે આપણા દિલમાં ઠસી જશે ત્યારે જ આપણને બરાબર સમજાય તેમ છે. ઇલ્કાબો, ધારાસભાઓ, અદાલતો અને મદ્રેસાઓનો ત્યાગ એ બધાં સાવ ન્હાનાં છતાં એવી કુરબાનીનાંજ પગલાં શિવાય બીજું શું છે? એ શરૂઆતની કુરબાનીઓ, આગળ ઉપરની જેલખાનાની જીંદગીની મુસીબતોની અગર તો આખર ફાંસીની કુરબાનગાહ પર ગરદન આપવાના અવ્વલ હફ્તાની તૈયારીઓ છે. આપણે જેમ વધારે કરીશું, આપણે જેટલી ઝાઝી સંખ્યામાં એવી કુરબાની કરવા બ્હાર પડીશું, તેટલા આપણે આપણી નેમની નજીક જતા જઇશું.

અને ગંજાવર સભાઓ, સરઘસો કે જુલુસો નહિ પણ મૂંગે મ્હોડે કરેલી કુરબાનીઓ જ આપણને ફતેહ અપાવશે, એ વાતને આપણે જેટલા જલદી અને વગરઅંદેશે સમજતા થઈ જઈશું તેટલા જલદી અને તેટલા વધુ ચોક્કસપણે કામિઆબ થઈશું.

ત્હમારી લડતને મ્હેં અપનાવી છે, કારણ હું માનું છું કે તમારી લડત નેક છે. ત્હમારા સારામાં સારા આલિમો પાસેથી હું સમજ્યો છું કે ખિલાફત એ એક આદર્શ છે. તેને ખાતર તમે લડી રહ્યા છો. તમે કોઈ અન્યાય અગર અંધેરને ટકાવવાને ખાતર લડી રહ્યા નથી. તમે તુર્કોનો સાથ દઈ રહ્યા છો, કારણ આજે યૂરોપના લોકોમાં તુર્ક શરીફ લોક છે. હિંદુસ્તાનમાં તો આજે મુસલમાન શું કે હિંદુ શું, બન્ને નીતિબળમાં મોહતાજ છે એ વાતનો ઈન્કાર કરી શકાય એમ નથી. આપણે બન્ને કોમ આપ આપણા દીનના દુબળા નમૂના તરીકે હસ્તી ધરાવીએ છીએ. આપણામાંનો દરેક ખુદાનો સાચો બંદો નીવડે એવું કરવાને બદલે બીજાઓ આપણા દીનને દીપાવે અને આપણે માટે જાન કુરબાન કરે એવી ઉમેદો રાખનારા આપણે બન્યા છીએ !

પણ હવે આપણે જે રસ્તો પસંદ કર્યો છે તે ખુદાની તરફ જ આપણું મ્હોં ફેરવવાને આપણામાંના દરેકને મજ-

ભૂત કરે છે. અસહકારમાં આપણે એમ માનીને જ ચાલીએ છીએ કે આપણી સામેનો પક્ષ જેની સામે આપણે અસહકાર માંડયો છે અને જે પોતાની ગેરમુરાદને બર લાવવા પર ઉતર્યો છે, તે તેટલાજ ગેર તરીકાઓથી આપણી જોડે કામ લેશે. આવી હાલતમાં સામાપક્ષની રીતોથી નિરાળી જ રીતો અખત્યાર કરીને જો આપણે કામ લઈશું તો ખુદાના પ્યારા બનીશું. આમ જાહેર કરવામાં આપણો મ્હોટો દાવો રહેલો છે અને જો આપણી કામ કરવાની રીતો સરકારની રીતોના કરતાં દેખીતી જ નિરાળી હશે તો આપણે મુકરર કીધેલી ટૂંક મુદતની અંદર આપણે જરૂર ફતેહ હાંસિલ કરીશું.

આમ આપણી લડતની બુનિયાદ પૂરી અહિંસા છે, જયારે સરકારની આખરી પનાહ હિંસા છે. અને દુનિયામાં કોઈ પણ જોશ સામા જોશની જોડે ટક્કર ખાધા વિના પેદા થતું નથી, તેથી જો સરકારના જોશની સામે આપણે તેવું જ સામું જોશ નહિ ફેંકીએ તો આ સરકારને અટકી પડયા વિના બીજો રસ્તો નથી. પણ આને સારૂ આપણી અહિંસા જબાનમાં, દિલમાં તેમજ કામમાં સરખીજ સાચી હોવી જોઇએ. અહિંસાના નુસખાને તમે વખત વરતીને અખત્યાર કીધો હશે તો તેની ફિકર નહિ. તમારે માથે તો એટલી જ ફરજ છે કે જયાં સૂધી એ ઈલાજ ચાલુ

છે ત્યાં સૂધી તમારે તે પર કાયમ રહેવું અને પોતીકા ઇમાનની ઉપર નજર રાખીને હિંસા ખૂનરેજીનો ખ્યાલ સરખો દિલમાં આવવા દેવો નહિ. ઉલટું આપણે અખ્ત્યાર કીધેલા અહિંસાના કાર્યક્રમ ઉપર આપણા દિલમાં પૂરેપૂરો યકીન વસવો જોઇએ. હું ઇચ્છું છું કે એકેએક મુસલમાન ભાઇ ગુસ્સાના હરેક મૌકાપર પોતાના દિલ સાથે સમજી લે કે એક અહિંસાના જ જોરસા પર કાયમ રહીને આપણે આ વરસની અંદર પૂરી કામિયાબી હાસિલ કરી શકીએ એમ છીએ.

યાદ રાખવું કે આવી અહિંસા એ એક ખ્યાલી કાર્યક્રમ નથી. જરા ખ્યાલ કરો કે હિંદુઓને ન ગણીએ તો પણ એકલા સાત કરોડ મુસલમાનોના પણ એકસંપથી કરેલા નિશ્ચયનો અર્થ શું થવા જાય ? જો બધા ખિતાબદારોએ પોતાના ખિતાબો છોડયા હોત, બધા વકીલોએ વકાલત છોડી હોત, બધા વિદ્યાર્થીઓએ મદ્રેસાઓ અને કાઉન્સિલરોએ કાઉન્સિલો છોડી હોત, તો અત્યાર પહેલાં આપણે કયારનાએ ફતેહમંદ નીવડયા ન હોત શું ? પણ આપણામાં ઘણાએ એવા છે કે જેમનામાં કુરબાનીની તાકાત નથી એ વાતને આપણે ગણત્રીમાં લેવી જ રહી. મુસલમાન સાત કરોડ ગણાય છે અને હિંદુઓ બાવીસ કરોડ, પણ કસોટીમાં ઉતરે એવા સાચા મુસલમાન અને

સાચા હિંદુ થોડા જ હશે. તેથી જો આપણે આપણા કામમાં પૂરા ફતેહમંદ નથી થયા તો તેનો સબબ પણ આપણામાંજ રહેલો છે. અને જો આપણે દાવો કરીએ છીએ તેમ આપણી લડત મહજબી છે, જો આપણે દીનની ખાતર લડી રહ્યા છીએ, તો આપણે આપણા પોતા શિવાય બીજા કોઇની પણ ઉપર સબૂરી ખોઈ ઉકળી ન ઉઠવું જોઇએ. આપસમાં એક બીજા પર પણ ગુસ્સો ન કરવો જોઈએ.

ખૂનરેજીને ઉત્તેજન આપવાના આરોપ વિષે અલીભાઈઓ, હું જેટલો બેગુનાહ હોવાનો દાવો કરૂં છું તેટલાજ બેગુનાહ છે એ વિષે મ્હને જરીક પણ શક નથી. તેમની કુરબાની કેવળ બેદાગ છે. તેઓ તો દીને ઇસ્લામને માટે અને પોતાના મુલ્કને માટે પોતાથી બનતું બધું કરી છૂટયા છે. હવે જો આ વરસમાં ખિલાફત અને પંજાબનો ઇન્સાફ ન મળે અને સ્વરાજ ન સ્થપાય તો તે તમારો અને મારો વાંક ગણાશે.

આપણે અહિંસાના પાવંદ રહીએ એનો અર્થ એ નથી કે આપણે કશું ન કરતાં હાથ જોડી બેસી રહીએ. આપણે અલીબિરાદરોનાં ફોજી સિપાહીઓને લગતાં વચનોને ઠેકઠેકાણે વારંવાર જાહેરપણે ફેલાવીએ અને કેદને નોતરીએ. આપણા સારામાં સારા લડવૈયાઓ વિના આપણી લડત ન ચાલી શકે એમ પણ આપણે ન માનીએ. જો

તેવી રીતે લડત ચલાવવાની આપણામાં તાકાત ન હોય તો આપણે સ્વરાજ્યને માટે લાયક નથી, ખિલાફત અને અને પંજાબની દાદ મેળવવાને લાયક નથી. આપણે હજારો ઠેકાણેથી જાહેર કરવું જોઇએ કે કોઈ પણ હિંદુએ યા મુસલમાને ચાલૂ સરકારની સિપાઇ તરીકે યા તો બીજા કોઈ પણ કામમાં નોકરી કરવી એ પાપ છે.

અને વધુ તો આપણે પરદેશી કાપડનો પૂરેપૂરો બહિષ્કાર કરવા પાછળ આપણી કુલ તાકાતોને જમાવવી જોઇએ પછી તે કાપડ માન્ચેસ્ટરની બનાવટનું હો, અમેરિકન હો, ફ્રેન્ચ હો કે બીજા કોઇ મુલ્કનું હો. અને આવા બહિષ્કારની સાથે જ આપણને જોઇતું કાપડ આપણે ત્યાંજ વણી લેવા આપણે હજુ ન કર્યો હોય તો દરેક ઘરમાં રેંટીઆ અને સાળો ચાલૂ કરી દેવાં જોઇએ. મુલ્કની આઝાદી અને ખિલાફતનો બચાવ બન્નેને વાસ્તે અહિંસાના રાહમાં આપણા વિશ્વાસની આ કસોટી ગણાશે. વળી હિંદુ મુસલમાન વચ્ચેના સંપની પણ કસોટી ગણાશે અને આપણા પોતાના કાર્યક્રમ ઉપરના આપણા વિશ્વાસની પણ એ આમ કસોટી હશે. હું ફરીવાર મારો યકીન રજૂ કરીશ કે પરદેશી કાપડનો સદંતર બહિષ્કાર કરીને એક મહિનાની અંદર આપણે બેખટકે આપણી મકસદ પાર ઉતારી શકીએ છીએ. કારણ તેટલું કર્યે આપણે એટલે દરજ્જે તાકાત ધરાવતા

થઇ જઈશું કે જો કદિ ત્યાર પછી પણ આપણને કાનૂન તોડવાના પગલા પર જવું પડે તો તે વખતે આપણામાં ખૂનરેજીના જુસ્સાને કાબૂમાં રાખવાની તાકાત અને વિશ્વાસ આવી ગયાં હશે

તેથી સરકારે તમો ભાઇઓને કરેલા ઉંડા જખમો માટે મ્હારી પાસે અસહકાર અને તેના અમલરૂપે પરદેશી કાપડના બહિષ્કાર અને આપણાં ઘરોમાં દેશી કાપડની પેદાશ આ સિવાય બીજો ચડિઆતો મલમ નથી.

નવજીવન તા. ૨–૧૦–૧૯૨૧.

(નં. ૨૬.) *

## બ્હેનોને,—

વહાલી બહેનોને,

આજે મ્હારી જન્મગાંઠને દિવસે તમને હું શો સંદેશો મોકલું એ વિચાર કયોજ કરૂં છું. મારી જન્મગાંઠની સાથે બ્હેનોને શો સંબંધ હોય ? મને હિંદની સ્ત્રીઓ કેમ ઓળખે છે ? એ વિચાર કરતાં મને લાગે છે કે તેઓ મારા પ્રેમને ઓળખે છે. તેઓને ખબર છે

* ( જન્મદિવસ નિમિત્તે બ્હેનોને ગાંધીજીનો સંદેશો )

કે મને સ્ત્રીઓનું શિયળ વ્હાલું છે, અને તે સાચવવાનો સહેલામાં સહેલો ઉપાય મેં બતાવ્યો છે; એ સ્વદેશી છે. સ્વદેશીધર્મનું પાલન કરવામાં જેટલી મદદ સ્ત્રીઓ કરી શકે છે તેટલી પુરૂષો નહિ કરી શકે. જ્યારે ભારતવર્ષની પુત્રીઓ સૂતર કાંતી પોતાને અને બીજાને ઢાંકતી હતી ત્યારે ભારતવર્ષ ભલે ગરીબ હોય પણ આજની જેમ કંગાળ નહોતું. ત્યારે ભારતવર્ષની સ્ત્રીઓ પોતાનું સતિત્વ જેમ જાળવી શકતી, હતી તેમ આજે નથી જાળવી શકતી, એ હું જોઇ રહ્યો છું. તેથી બ્હેનોને આગળ વળી પણ એજ વસ્તુ મૂકું છું.

બધી બ્હેનો ઓછામાં ઓછો એક કલાક હમેશાં સૂતર કાંતવામાં આપો.

બધી બ્હેનો સાદાઇને ધર્મ જાણી તેમાંજ શણગાર સમજો ને કુમારિકાઓએ કાંતેલા સૂતરમાંથી જેવાં કપડાં પેદા થાય તે પવિત્ર સમજી તે વડે તમારાં અંગ ઢાંકો.

આમાં જ હું તો હિંદુસ્તાનને સારૂં સ્વરાજ પણ જોઉં છું. બ્હેનો પણ જોઈ શકે એમ ઇચ્છું છું.

જે કોઇ માણસ પ્રતિ આપણને માન અને પ્રીતિ હોય તે માન અને પ્રીતિ સારામાં સારી રીતે એમ બતાવી શકીએ કે—હમેશાં તેનું અનુકરણ કરવું,

હું હિંદુસ્તાન પાસે જે માગી રહ્યો છું તેનો ઉદ્દેશ ફક્ત ફરી સત્યયુગ આવે એટલા માટે જ છે—

આપણે જે કામ હિંદુસ્તાનમાં કરવાનું છે તે સ્ત્રી-કેળવણીનું પ્રથમ છે, કેળવણી હોય તો સ્ત્રીઓ પોતાના શિયળનું રક્ષણ કરી શકે. તે કેળવણી આપવા માટે આપણને ઘણી વિદ્વતાની જરૂર નથી પણ ફક્ત ચારિત્રની જરૂર છે.

આજ મારા ઉપર જે પ્રેમ દર્શાવ્યો છે તે ઉપરથી હવે હું આપને મારા પર એવો પ્રેમ બતાવવા માગણી કરૂં છું કે–આપણે ફરીથી સત્યયુગ આણવો. હિંદુસ્તાન પોતાનું રક્ષણ કરી શકે એમ છે. જો આપણે આપણા દેશમાં પેદા થયેલા વસ્ત્રનેજ વાપરીશું તો નક્કી આપણે આપણા દેશને થોડાજ વખતમાં સુરક્ષિત કરી શકીશું. હું રેંટીયા માટે પ્રયત્નો કરી રહ્યો છું. રેંટીઆથી સ્ત્રીઓનું શિયળ જળવાય છે. આથી કોઇ બીજો ધંધો નથી કે જેમાં આપણી કરોડો બહેનો ઘેર બેઠાં પોતાનો સમય ગાળી શકે. આમાં કાંઈ બહુ અક્કલની જરૂર નથી. હિંદુસ્થાને સ્વાશ્રયી થતાં શીખવું જોઇએ. જ્યારે હિંદુસ્થાનમાં વીર નરો, વીરાંગનાઓ પેદા થશે ત્યારે આપણે સ્વાશ્રયી બની શકીશું. આપણે સત્યાગ્રહની વીરતા બતાવવાની છે. શસ્ત્રની વીરતા કરતાં આમાં વધુ વીરતાની જરૂર છે. જો તેમ થાય તો

